# ભાવનગરના રાજ્યનો સુધારો.

અથવા

સંવત ૧૯૨૬ થી ૧૯૩૨-૩૩ સુધીનો તેનો
ખરેખરો અહેવાલ.

બનાવનાર.

**અંબાશંકર મહાશંકર ભટ**

દોહરો

મુજ જન્મ સ્થળ જાણીને, લીધી કીર્તિ મસાર;
ભાવનગર પતિને સદા, સુખે કર જગ સરજનાર!

---

**સુરત મધ્યે.**

સીટી સેંટ્રલ પ્રેસમાં જીવનદાસ ગોપાળદાસે
ચૌટાના પુલની નવી સડક ૩૫. છાપ્યો.

સંવત ૧૯૩૩ ——— સને ૧૮૭૭

**કીંમત ૧૨ આના**

આજમ મેહેરબાન ટી૦ આર૦ ફરનાન્ડીસ સાહેબ બહાદૂર
સંસ્થાન ભાવનગરના રેવેન્યુ સરવે ખાતાના સુપરિટેન્ડેન્ટ.

એઓનો ભાવનગર સંસ્થાનની રૈયત ઉપર અકૃત્રિમ સ્નેહ, તથા તેમનો માયાળુ અને મીલનસાર સ્વભાવ, અને પોતાના ઓહદાનું કામ પ્રમાણીકપણાથી બજાવવાની કાળજી, તેમજ આવી જાતનો ગ્રંથ બહાર પડતો જોવાની કેટલાએક વખત થયાં તેઓની પરિપૂર્ણ ચાહના, ઇત્યાદિક કારણોની નિશાની દાખલ આ લઘુ પુસ્તક અતિશય નમ્રતા પૂર્વક હું તેમને અર્પણ કરૂં છું.

અંબાશંકર મહાશંકર ભટ્ટ.

કરી, તેમાં સુધારા તથા વધારા કર્યા. તે બાબતનું ખચીત વર્ણન આ ગ્રંથમાં થશે.

શીવાય નામદાર ઠાકોર સાહેબે રાજકોટ રાજકુમાર કૉલેજમાં કરેલા અભ્યાસ. તેઓના વિવાહ. ભાવનગર શેહેર અને તેની સ્થિતિ. મુંબઇના ગવરનર સર ફીલીપ વુડહાઉસનું પધારવું. કુડલામાં પ્રદર્શન. મેહેરબાન પારસીવલ સાહેબની છેવટ સોલાપુર ખાતે બદલી થવી. અને જતી વખતે ભાવનગરની પ્રજાએ તેઓના ઉપર બતાવેલો પ્યાર. ઇત્યાદિક બાબતોનું વર્ણન આમાં ટુંકામાં પણ અસરકારક રીતે થશે.

રાજા તથા પ્રજા વચ્ચે શું સંબંધ છે. અને તેઓએ પરસ્પર કેવી રીતે વર્તવું. તે વિષે તથા સાર્વજનિક નીતિશાસ્ત્ર વિષે પણ કેટલીએક જરૂરીયાત બાબતો આ પુસ્તકમાં જણાવવામાં આવશે.

આ ગદ્ય પદ્યાત્મક એહેવાલ વાંચવાથી ભાવનગરના રાજ્યની મુખતેશર હકીકત. અને તેની રાજ્યનીતિ વગેરેનો ખરેખરો ખ્યાલ સુજ્ઞ વાંચનારઓને સેહેજ ધ્યાનમાં આવ્યા શીવાય રહેશે નહીં.

ગુજરાત પ્રાંતનાં સઘળાં રાજ્યસ્થાનો સાથે સરખાવતાં ભાવનગર સંસ્થાનની હાલત બેશક સારી સુખીવાળી સ્થીતિ ભોગવે છે. અને તેમ થવાનું કારણ માત્ર એટલુંજ, કે રાજ્ય સત્તા ઉપર નિમાએલા "જોઇન્ટ આડમિનિસ્ટ્રેટર" સાહેબોની રાજ્યકાજમાં ખરેખરી કાબેલીયત. તથા તેમનો નિર્દોષ અને નિષ્પક્ષપાત ઇનસાફ છે.

હું મારી સ્મૃતિ મુજબ કહી શકું છું. કે ભાવનગરનું રાજ્ય, સત્તાધિકારીઓની ઝીણી બારીકાઇથી ભરેલી કાળજીને લીધે, દિન પ્રતિદિન અતીશય સુધરતું નજર આવે છે, ખરેખર એમ

જાણવાને અનેક કારણો પણ આ પુસ્તક વાંચવાથી મળી આવશે.

આ ગ્રંથ વધારે રસીક અને સાર્વજનિક ઉપયોગમાં આવવા ના હેતુથી પ્રસંગોપાત તેમાં હિંદુસ્થાનનિ પ્રાચીન અને અર્વાચીન રસ્તીતીનું વિવેચન કરી, દેશિ લોકોને વારંવાર સદુપદેશ કરેલા છે.

ભાવનગર સંસ્થાન અને તેના રાજ્ય સત્તાધિકારીઓ વિષે મારે આટલુંજ લખવું એ બસ નથી. તથાપી આ પુસ્તકમાં લખાણ કરવાનો મને અનુકુળ વખત નહીં હોવાથી હાલ આટલુંજ લખી હું મનમાં સંતોષ માનું છું

આ પુસ્તક ભાવનગરના પ્રખ્યાત સદ્ગ્રહસ્થ કંટ્રાકટર નથુરામ શંકરભાઈની ખાસ ભલામણથી મેં બનાવી તૈયાર કરેલું છે. અને તેમાં તેઓએ મને સારી રીતે આશ્રય આપેલો છે. એટલુંજ નહીં પણ આ પુસ્તક સંબંધી કેટલીએક હકીકત મને તેઓના તરફથી મળેલી છે.

ભાવનગરના રાજ્ય ભક્ત અધિકારીઓ તથા ન્યાયમૂર્તિ તખ્તસિંહજી મહારાજને ઈશ્વર ચિરાયુષિ રાખી તેઓ પ્રજાના પાળક અને પોષક થાઓ એવી મારી વારંવાર માગણી છે.

મેં મારો પ્રજા ધર્મ જાણી આ પુસ્તક લખેલું છે. માટે હું વિદ્વાનજનોને વિનંતી કરું છું કે આ પુસ્તકના સબંધમાં મારાથી કંઈ અપરાધ થયો હોય. તો તે મને મહેરબાની કરીને ક્ષમા કરશો.

ભાવનગર તારીખ ૧૫મી
ઓગષ્ટ સને ૧૮૭૭.

**અંબાશંકર મહાશંકર ભટ.**

# અનુક્રમણીકા.

# મંગળા ચરણ.

### ઈંદ્રવિજય છંદ.

શાન્ત સ્વરૂપ સદા સુખ કારણ તારણ ભક્ત ભવામ્બુધિ જે છે;
દુઃખ વિદારણ મોહ નિવારણ મારણ દુષ્ટ ભુ ધારણ તે છે;
વ્યાપક થાપક વિશ્વ તણો સચરાચર જીવ જીવાડણ જે છે;
તે પ્રભુ! તું કર સાહ્ય મને દિન દાસનિ આશ હમેશજ એ છે. ૧

### સોરઠો.

ચિદ઼ઘન સત્ય સ્વરૂપ, ભૂપ ભુમંડળનો ખરો;
અતિ ગતિ નિત્ય અનૂપ, તે પ્રભુને નિશદિન નમું. ૨

ભાવનગર શેહેર વિક્રમ સંવત ૧૭૭૯ના વૈશાક શુદ ૩ના રોજ માહારાજાશ્રિ ભાવસિંહજીએ પ્રથમ વસાવ્યું. અને તે વિષે ની એક ચારણ કવિની બનાવેલી કવિતા આ નીચે દાખલ કરેલી છે, કે તે જોવાથી ખાત્રી થશે.

### ગીત.

વીશ આઠમા કળિ વૃતાંત, સંવતં સતરં વૃખે,
પણે વેદ શેષ ગતં, સતં આઠ પાયે;
ઓગણ્યાશી વહીશખા, સોમ પખા ત્રીજ આખા;
બાંધે તંતં મુહુરતં, પંડિતં બુલાયે;

પાવિયા લગનં મન મગનં ભયા પંડિત,
ધનો ધનો બણેગા, બન્જેંદ્ર ઇંદ્ર ધામ;
વાકા જેહ અગ્રકારી, એક મના તંત તારી,
નરાધારી ધનો ભારી. ભાવનગ્ર નામ; ઇત્યાદિ ઇત્યાદિ.

આ રાજના મુળ પૂર્વજો અસલ મારવાડના ખેરગઢ ગામથી આ દેશમાં આવેલા, અને ગોઘા નજીક પેરમ બેટમાં થયલો પ્રખ્યાત મોખડો ગોહેલ પણ આ રાજનો પૂર્વજ હતો.

પ્રથમ તેઓની ગાદી ઉમરાળા અને શિહોર ગામમાં હતી પરંતુ ભાવનગર શેહેર વસાવ્યા બાદ, માહારાજાશ્રિ ભાવસિંહજીના વખતથી રાજગાદી તેમાં સ્થાપન થઇ, અને રાજ્ય કુટુંબ ત્યાં રેહેવાથી મુખ્ય શેહેર તે ગણાવા લાગ્યું.

આ સંસ્થાનના જુદા જુદા દસ માહાલો કરેલા છે. અને તેમાં ૬૬૮ ગામો તથા સુમારે (૪૨૮૫૦૦) ચાર લાખ, અઠ્ઠાવીસ હજાર, પાંચસો માણુસની વસ્તી છે, સંસ્થાનનું કુલ ક્ષેત્રફળ (૧૭૮૨૩૧૯) સત્તર લાખ, બ્યાશી હજાર, ત્રણસેહ ઓગણીશ, ચોરસ એકર જમીન છે, અને તેની વારસીક પેદાશ લગભગ રૂ૦ (૨૫૦૦૦૦૦) પચીશ લાખ, દરબાર દફતરે જમા કરવામાં આવેછે.

આ સંસ્થાનના બોટાદ, ઉમરાળા, અને દસક્રોઇ, એ માહાલોનાં ગામ ૧૨૭ ની ધનશાણી સત્તા પ્રથમ માહારાજાશ્રિ વિજયસિંહજીના વખતમાં ઇંગ્રેજ સરકારની હકુમતમાં ગઇ હતી, પરંતુ ઇસ્વીસન ૧૮ ૬૬ ની સાલથી મહારાજાશ્રિ યશવંત સિંહજીનું અમલ

ઉનસૌરીપણું તથા તેમના પ્રધાનોની રાજ્ય કાજમાં ખરે ખરી કાબેલીયત જોઇ, નામદાર અંગ્રેજ સરકારે પાછી તમામ સત્તા તેઓને સ્વતંત્ર સ્વાધિન કરીછે.

સંવત ૧૯૨૬ ના ચૈત્ર શુદ ૧૦ સોમવાર તારીખ ૧૧ એપ્રીલ સને ૧૮૭૦ ના રોજ મહારાજાશ્રિ યશવંતસિંહજીનો સ્વર્ગવાશ થતાં, ભાવનગર સંસ્થાનમાં ઠેકાણે ઠેકાણે બેસુમાર દિલગીરી જણાયા બાદ, પાટવી કુંવર મહારાજાશ્રિ તખ્તસિંહજીને હિંદુ ધર્મ શાસ્ત્ર મુજબ એજ વર્ષના ચૈત્ર વદ ૮ શનીવાર તારીખ ૨૩ મી એપ્રીલ ના રોજ, તુરતનો રાજ્યાભિષેક થવાની ક્રિયા કરવામાં આવી હતી, અને તે વખત કાઠીઆવાડના પોલેટીકલ એજંટ મેહેરબાન એન્ડરસન સાહેબ, મેહેરબાન રસલ સાહેબ, તથા ઇંજનિઅર માંકટન સાહેબ વિગેરે ઇંગ્રેજ અમલદારો, તેમજ મેહેરબાન ગવરીશંકર ઉદયશંકર, અને શામળદાશ પરમાનંદદાશ વિગેરે અત્રેના નાગર ગ્રહસ્થો પણ એકઠા થએલા હતાં.

ઠાકોરશ્રી યસવંતસિહજીના સ્વર્ગવાસને લીધે, શેહેરની પ્રજા જો કે અતિશય અફસોસ કરતી હતી, તોપણ તેઓ પોતાના ઉપર આવતા વખતને માટે અમલ ચલાવનાર આ રાજાને જોઇ. મનમાં ખુશીની સાથે સંતોષ પામવા લાગી.

આ રાજાની તે વખત કિશોર અવસ્થા હોવાને લિધે નામદાર મુંબઇ ગવરમેન્ટ સરકારે એવો ઠરાવ કર્યો, કે "ભાવનગર સંસ્થનનો તમામ રાજ્ય કારોબાર આજમ ગવરીશંકર ઉદયશંકરની સ

થે જોઇન્ટ થઇ એક અંગ્રેજ અમલદાર ચલાવે," અને એજ ઠરાવથી મેહેરબાન ઈ. એચ. પરસીવલ સાહેબની ઉપરની જગાએ ગોઠવણ થઇ.

સાહેબ મજકુર સંવત ૧૯૨૬ ના શ્રાવણ શુદ ૮ ગુરૂવાર તારીખ ૪ અગષ્ટ સન ૧૮૭૦ના રોજ પોતાના ઓહદા ઉપર બિરાજ્યા બાદ, રાજ્યમાં ચાલતાં તમામ ખાતાઓથી વાકેફગાર થઇ, તેમાં સુધારો તથા વધારો કરવો શરૂ કર્યો.

---

## ન્યાય અને પોલિસ.

પ્રથમ તેઓએ આ સંસ્થાનના ઇનસાફ ખાતામાં પોતાનું પૂરતું લક્ષ આપી તેનો ઘટતો બંદોબસ્ત કર્યો.

ઇનસાફની જુદી જુદી કોર્ટમાં લોકોને અદલ ઇનસાફ આપવા માટે, અને કામનું ખરૂં રૂપ જાહેરમાં આવે એ હેતુથી, તે બાબતમાં વાકેફગાર થએલા લોકોની પરીક્ષા લઇ, જેઓ યોગ્ય જણાયા તેઓને અમુક અમુક કોર્ટોમાં વકીલાત કરવાને સનંદો આપવામાં આવી. આમ થવાથી એ ખાતું થોડા વખતમાં સારી રીતે સુધરેલી હાલતથી ચાલવા લાગ્યું.

આ સંસ્થાનનાં ઇનસાફી કામને માટે "ભાવનગરનો ધારો" એવા નામથી એક અમુક ન્યાય ગ્રંથ છપાવી બાહાર પાડવામાં આવ્યો છે, અને તેમાં ઇનસાફને લગતી એકંદર બાબતોનો સમાવેશ કરેલો છે.

આ ગ્રંથ ન્હાનો પણ ન્યાયના કામને સારૂ ઘણોજ ઉપયોગી છે, ઇનસાફને લગતા સારભૂત નિયમોનો ઘટતો સંગ્રહ આ ગ્રંથમાં જોવામાં આવે છે.

ઇનસાફની સગવડને માટે ન્યાયાધિશો, અને પોલીસ અમલદારો જુદાજુદા નીમવામાં આવેલાછે.

સંસ્થાનના દરેક ગામમાં એક એક પોલીસ પટેલ, તેમજ પાંચ, સાત, કે તેથી વધારે ગામનો એક તપ્પો ઠરાવી, તેના રક્ષણને માટે પોલીસ તપેદારો રાખેલાછે, કે જેઓ ગુન્હો થએલો જણાયાથી તોહોમતદારોને પકડી પ્રગણાના મુખ્ય ફોજદાર તરફ રવાના કરે.

દરેક મહાલમાં એક એક ન્યાયાધિશ અને પોલીશ ફોજદાર નીમવામાં આવેલા છે.

ન્યાયાધિશોના કામમાં વધારો જણાતાં, કોઇ કોઇ માહાલોમાં મદદનીશ ન્યાયાધિશો પણ નીમવામાં આવેલાછે.

મહાલોના ન્યાયાધિશોને તેઓને મળેલા અખતિયાર પેકીના દીવાની, તથા ફોજદારી મુકરદમાઓ ચુકવવાનો હક છે, અને તેઓના કરેલા ફેંસલાની અપીલ સંસ્થાનના આજમ સર ન્યાયાધિસ સાહેબ સાંભળે છે.

ફોજદારી બાબતનાં દરેક કામનો તપાસ ફોજદારે ચલાવી સાબીત જણાયાથી તે ન્યાયાધીશ પાસે કમીટ કરે, અને તેમ થવાથી લોકોને અદલ ઇંનસાફ મળવામાં કંઇ પણ હરકત આવે નહીં.

પોલીસના તમામ નોકરોને માટે તે ખાતાના ઉપરી અધીકારી એક જુદાજ ઠરાવેલા છે; તેઓના તરફથી પોલીસ ખાતાનો સઘળો બંદોબસ્ત હમેશાં સંતોષકારક રીતે ચાલે છે.

ન્યાય અને પોલીસના તમામ કામની હીલચાલ સંસ્થાનના આઝમ સર ન્યાયાધિશ સાહેબના તાબામાં હોય છે, અને તેઓ નામદાર ઠાકોર સાહેબની હજુર કોર્ટના હુકમ મુજબ અમલ ચલાવે છે

સર ન્યાયાધિશ સાહેબના કામમાં મદદ કરવા માટે, તેઓના તાબામાં એક આસિસ્ટંટ સર ન્યાયાધિશ, અને ડેપ્યુટી સર ન્યાયાધિશ એવા બે અમલદારો નીમેલા છે; તેઓ મહાલોના ન્યાયાધિશ તરફથી કમીટ થએલા કેશો, તથા અપીલોના ફેંસલા આપે છે.

ખુદભાવનગર શેહેરમાં રક્ષણને માટે ઠેકાણે ઠેકાણે પોલીસના ચકલા કરેલા છે, તે જગોએ પેહેરેગારો રાત દીવસ હાજર રહી, દરેક જગોની ચોકશી રાખે છે; અને હરેક પ્રકારે થતા ગુન્હાઓને અટકાવે છે; શેહેરના ફોજદારી ન્યાયધિશ, અને પોલીસ ફોજદાર પોતપોતાનું કામ ઘણીજ ચાલાકીથી બજાવે છે.

ઉપર મુજબ શેહેરમાં તેમજ મહાલોમાં પણ પોલીસનો બંદોબસ્ત વખાણવા લાયક છે.

સંવત ૧૯૩૨ના વર્ષમાં ભાવનગર નામદાર દરબારશ્રીને ન્યાયખાતાં પાછળ રૂપીઆ(૬૧૨૫૮)એકસઠ હજાર, બશે અઠાવનનો ખરચ થયો હતો, તેમજ સાલ મજકુરમાં પોલીસ ખાતા પાછળ રૂપીઆ (૭૯૭૬૫) ઓગણ્યાએંશી હજાર, સાતશે, પાંસઠ, અને કેદી તથા

સાક્ષીઓના ભથા ખરચના રૂપીઆ (૩૧૦૪) ત્રણ હજાર, એકસો ચાર; તથા જેલ ખાતાનો રૂપીઆ(૯૪૩૦)નવ હજાર, ચારસે, ત્રીશ નો વાર્ષિક ખરચ થયો હતો.

આ સૃષ્ટિમાં અદલ ઇનસાફની ખોટ હોવાથી, કેટલાએક રાજાઓનાં રાજય નાશ પામેલાં છે, ગેરવાજબી વર્તણુકથી કેટલીએક પ્રજા પાયમાલ થઇ ગએલી, અને દેશની આબાદીને મોટો ધક્કો લાગેલો છે. માટે ન્યાયની હમેશાં પુરેપુરી જરૂર છે.

દોહરા.

ભૂ ભૂષણ છે ભૂપતિ. ભૂપતિ ભૂષણ ન્યાય;
નરેન્દ્ર પદ પણ ન્યાયથી, જગમાં શ્રેષ્ઠ જણાય. ૧
ન્યાય હીન નૃપતિ વિશે, પ્રજા ન રાખે પ્રેમ;
આ લોકે પર લોકમાં, ખરે ન હોએ ક્ષેમ. ૨
ખરે ખરૂં ક્ષિતિ પાળને, કરવાનું એ કામ;
અદલ કરે ઇનસાફ તો, ઉત્તમ વાધે નામ. ૩
સાફ મળે ઇનસાફ તો, સર્વ પ્રજા સુખિ થાય;
ને તે થકી નરેષની, જગમાં કીર્તિ જણાય. ૪
જન ! સહુ જાણો જગતમાં, અવની પર આધાર;
સ્થંભ રાજયનો ન્યાય છે, સર્વ શાસ્ત્રનો સાર. ૫
ન્યાય માર્ગને અનુસરી, ચાલે સહુ સંસાર;
ન્યાય વિના નર ખર સમો, જાણો જન ! આવાર. ૬
માનવ જાતી માત્રને, ન્યાય વિના સુખ ન્હોય;

ન્યાય થકી આ જગતમાં, મુખ્ય જાણો સહુ કોય. ૭
રાજા તથા પ્રજા વચ્ચે, વાધે સ્નેહ વિશેષ;
જાણો કારણ તેહનું, ન્યાયે પૂર્ણ નરેશ. ૮
ન્યાય નથી જે દેશમાં, ત્યાં દુખ હોય હમેશ;
ન્યાય વિના નૃપતિતણું, રાજ ન શોભે લેશ. ૯
જન દુર્બળને મારિને, વધે પ્રબળનું પૂર;
માટે જાણો ન્યાયની, જગમાં ખૂબ જરૂર. ૧૦
ન્યાય માર્ગમાં વિચરતાં, પશુ પણ સાહ્ય કરેજ;
નીતિ તજે નિજ મીત્ર પણ, અતિ ધિક્કાર ધરેજ. ૧૧
ન્યાય વિના નૃપતિતણાં, કઇ રોળાયાં રાજ;
પૂર્વે રાવણનું જુઓ, કેવું બગડયું કાજ ? ૧૨
ન્યાય તજી નેપોલ્યને*, કીધાં બંડ અખંડ;
આખર પ્રભુએ એહને, દીધો કેવો દંડ ? ૧૩
પાંડવ સાથે કૌરવે, ન્યાય તજયો જન ! જાણ;
તો અતિ દુખ આવી પડયું, હદ વણ વેઠી હાણ. ૧૪

છપ્પો.

રણમાં ધારણ ધીર, ભ્રાત શત સાથે શૂરા;
મ્હારથિ સાથ અનેક, પ્રાક્રમ તે પણ પૂરા;
કરણ હઠાવે કાળ, અવર આડો કોણ આવે ?
ભડ કોપે જયાં ભિષ્મ, પલકમાં પ્રલય મચાવે;

* ફ્રાન્સનો શાહ ત્રીજો નેપોલ્યન બોનાપાર્ટ.

બીજિ અવર રાજ બહુ એ સમે, મદદે મ્હોટા આવિયા,
પણ ન્યાય વિના કૌરવ જનો ! લડતાં લેશ ન ફાવિયા. ૧૫

દોહરા

એમ વિચારી આ સમે, પરસીવલ ધરિ પ્રીત;
સાફ દિલે ઇનસાફની, રૂડી કીધી રીત. ૧૬
ગવર્નરશંકર ગુણ નિધી, અનુમત આપે એમ;
અતિ જન હિત ફરજ કર્યાં, રાખી પૂર્ણ રહેમ. ૧૭
આપ હતો અંગ્રેજ પણ, ભૂલી મિથ્યા માન;
કાળા ગોરા નહિ ગણી, રાખ્યા સર્વ સમાન. ૧૮
દિલ ન દુખાવ્યું કોઇનું, નિર્મળ કીધા ન્યાય;
સુર તરૂ સમ તુજ સુખદતા, ભવ આખો ન ભુલાય. ૧૯
અહરનિશા બહુ બહુ કર્યાં, જનહિતકારક કામ;
આ અવની પર સુજન તુજ, નિશ્ચળ રેશે નામ. ૨૦

---

## કેળવણી ખાતું.

આ દુનિયામાં તમામ લોકોની ચડતી પડતી તેઓની કેળવણી ઉપર આધાર રાખે છે. માટે એ વિષય ઘણોજ જરૂરનો જાણી મહેરબાન ઇ૦ એચ૦ પરસીવલ સાહેબે એ ખાતાને સારા પાયા ઉપર આણવા પોતાની મનોવૃત્તિ કામે લગાડી.

ભાવનગર શેહેરમાં સરકારી એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટ તરફથી

ફક્ત એક ગુજરાતિ સ્કુલ તથા એક ફર્સ્ટ ગ્રેડ એંગ્લોવર્નાક્યુલર સ્કુલ હતી, તેમજ પેટાના મોટા મોટા મહાલોમાં પણ એક એક ગુજરાતિ સ્કુલ ઊઘાડવામાં આવેલી, પરંતુ તેથી આ સંસ્થાનના ઘણા લોકોને કેળવણીનો જોઇએ તેવો લાભ મળી શકતો નહી.

મેહેરબાન સાહેબે મોસુફે આ ખાતાનો બોહોળો વિસ્તાર થવાના હેતુથી સંસ્થાનના તમામ મહાલોનાં મુખ્ય મુખ્ય ગામોમાં ખાનગી દરબારી નવી નિશાળો ઉઘાડી, અને તેને સારી આબાદીમાં આણવા માટે પોતે ઘણી બેહદ કાળજી બતાવેલી.

સ્કુલોમાં જોઇતા દરેક શામાનને માટે તેઓએ ઘટતી ગોઠવણ કરી આપી, અને તેના મકાનોને માટે પણ દરેક ગામમાં પોતે જાતે તપાસ કરી ઘટતી જગોએ મોટી રકમ ખરચી લાયક મકાનો બંધાવી આપ્યા.

સરકારી એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ નીચેની સ્કુલોમાં પણ નકશા, પેટી, વીગેરે જોઇતા શામાનની દરખાસ્ત મળતાં તેનો પોતે તુરત બંદોબસ્ત કરી આપતા, તેમજ કેટલાએક ભલા અને ચાલાક મેહેતાજીઓને પોતાનું કામ કરવામાં વધારે ઉમેદ ચડે એવા હેતુથી તેઓનો પગાર પણ પોતે ખાનગી રીતે દરબાર શીતરફથી વધારી આપતા.

આવી બાબતમાં પોતાની અતિસય વખાણવા લાયક કાળજી હતી તેથી હાલ એ ખાતું સારા પાયા ઉપર આવી, જોઇએ તેવી સુધરેલી સ્થિતિમાં ચાલે છે.

આખા સંસ્થાનની સ્કુલોની દેખરેખને માટે એ ખાતાના એક ઇલાયદા પ્રેસિડેન્ટ નિમવામાં આવ્યા, અને તેઓ સરકારી ફંડમાં દાખલ થએલી તથા નહીં થએલી એટલે ખાનગી એવી તમામ સ્કુલોની ઘટતી સંભાળ રાખી, તેને આબાદીમાં આણવા પ્રયત્ન કરે, એમ તેઓને ખાસ ભલામણ કરી.

આ પ્રેસિડેન્ટના ઓહદાનું કામ શેહેર ભાવનગરની ઇંગ્રેજી સ્કુલના હેડ માસ્તર આજમ પ્રાણનારાયણ મયાશંકરના ચાર્જમાં સોંપ્યું, અને એ વિદ્વાન અધિકારીએ આ કામમાં જોઇએ તેવી ચીવટ રાખવાથી દીવસે દીવસે તેમાં ઘણોજ સુધારો થયો.

કેટલાએક વખત પછી ઉપર લખેલા અધિકારીને "પ્રેસિડેન્ટ" એ નામ રદ કરીને "ભાવનગર દરબારી કેળવણીના ઉપરી" એ નામ ધારણ કરાવ્યું, અને હાલ તેઓ એજ નામથી ઓળખાય છે.

સરકારી ફંડમાં દાખલ થએલી સ્કુલોને માટે મેહેરબાન એજયુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ તરફથી નિમાએલા અધિકારીઓ વાર્ષિક પરિક્ષા વિગેરે સંભાળ રાખતા, પણ દરબારશ્રી તરફની ખાનગી સ્કુલોની પરિક્ષા સંબંધી બાબતમાં જરૂર જણાતાં, તે કામને માટે એક "સ્કુલ વિઝિટર"ની નવી જગો ઉઘાડવામાં આવી, અને તેઓ આ સંસ્થાનની હાઇસ્કુલ શિવાયની તમામ સ્કુલોની ઘટતી દેખરેખ રાખે છે, તથા કેટલીક સ્કુલોની વારશીક પરિક્ષા પણ તેઓજ લે છે.

હાલ આખા સંસ્થાનમાં લગભગ એકસોથી વધારે સ્કુલો ગુજરાતિ કેળવણીને માટે ઊઘડેલી છે; તેમાંની કેટલીએક સરકારી ફંડમાં દાખલ થએલીછે, અને થોડીએક દરબાર શ્રીની ખાનગી દેખ રેખ નીચેછે; પરંતુ તે એકંદર સ્કુલોનો તમાંમ ખર્ચ નામદાર દરબારશ્રી તરફથી આપવામાં આવે છે.

ભાવનગર શેહેરમાં ઇંગ્રેજી કેળવણી સારીરીતે લઇ શકાય, એવા હેતુથી સન ૧૮૭૨ ની સાલમાં તેમાં એક ઇંગરેજી હાઇસ્કુલ ઊઘાડવામાં આવી, હાલ એ હાઇસ્કુલમાં મેટ્રીકયુલેશન સુધીની ઇંગરેજી કેળવણી આપવામાં આવે છે, અને તેમાં શીખેલા કેટલા એક વિદ્યાર્થિયો મુંબઇ મેટ્રીકયુલેશનની પરિક્ષામાં પાસ પણ થએલા છે.

આ શીવાય પેટા મહાલોમાં પણ કેટલીએક ઇંગરેજી સ્કુલો તથા કેટલીએક એંગ્લો વર્નાકયુલર સ્કુલો છે. તેથી ત્યાંના લોકોને પણ ઇંગરેજી કેળવણીનો લાભ મળી શકે છે.

આ સંસ્થાનમાં કેટલીએક ગ્યારલસ્કુલ યાને કન્યાશાળાઓ પણ ઊઘાડવામાં આવી છે. તે પૈકી ખુદભાવનગર શેહેરમાં બે કન્યા શાળાઓ છે. અને બાકીની મહુવા, કુંડલા, ગઢડા, બોટાદ, શીહોર, એ વીગેરે પેટા મહાલોમાં છે; આમ થવાથી આદેશની ધર્મભોળી અને અજ્ઞાન સ્ત્રીયોની દશા ક્રમે કરીને સારીરીતે સુધરી શકશે એવીઆશા બંધવાના કારણો મળી આવે છે.

ભાવનગરના લોકોને કાયદાની બાબતમાં વાકેફગાર થવામાટે એક "લૉક્લાસ" એટલે ન્યાય વર્ગ કાઢવામાં આવ્યો; તેમાં ઇંગરે

જી અને ગુજરાતી ભાષામાં ન્યાયના ગ્રંથો શીખવવામાં આવે છે. હાલ એ કામ અત્રેના ડેપ્યુટી સર ન્યાયાધિશ આ૦ ચંદુલાલ મથુરાંદાસ બી એ૦ એલ એલ ૦ બી ૦ ચલાવે છે.

ઉપર લખેલી સ્કુલોનો ખર્ચ પણ દરબારશ્રી તરફથી આપવામાં આવે છે અને લોકલાસ શીવાયની બીજી તમામ સ્કુલોની એકશી રાખવાનું કામ દરબારી કેળવણીના ઉપરી અધિકારીને સોંપેલું છે.

દયાળુ અને ઉદાર દિલના પરસીવલ સાહેબે કેળવણી ખાતાને માટે જે જે કંઇ કરેલું છે, તે સઘળું ઘણુંજ વખાણવા લાયક છે. કેટલીએક સ્કુલોમાં તેઓ જાતે પરિક્ષા લેતા, મેહેતાજીઓ તરફ યોગ્ય દેખરેખ રાખતા, ગામડીઆ લોકોને વિદ્યાનો લાભ લેવાને માટે ઉસ્કેરતા, અને તેઓને દિલાસો આપતા; અજ્ઞાન લોકોને કેળવણી આપવાના હેતુથી કેટલીએક વખત સ્કુલોમાં ઇનામ વેહેંચી તેઓને લલચાવતા, અને આખર ખરેખર તેઓ તેમાં ફતેહ પામતા.

ઇંગ્રેજી હાઇ સ્કુલને માટે હાલ એક મોટું ભવ્ય મકાન બંધાતી તૈયાર કરવામાં આવે છે. આ મકાન પુરૂ થતાં લગભગ રૂ૦ ૧૫૦૦૦૦ (દોઢ લાખ)નો દરબારશ્રીને ખર્ચ થશે એવું અનુમાન થઇ શકે છે.

ભાવનગરના રાજ્યને કેળવણી પાછળ દર વરસે મોટી રકમનો ખર્ચ થાય છે, તે છતાં લાગતા વળગતાઓ તે કામ દીવસે દિવસે વિ

ક્ષેષ સુધારે એવી પેરવી કરવાને ચુકતા નથી. સંવત ૧૯૩૨ના વર્ષમાં આ સંસ્થાનને કેળવણી પાછળ સુમારે રૂપીઆ (૪૦૪૮૮) ચાળીશ હજાર. ચારશે, અઠ્ઠાશીનો વાર્ષિક ખર્ચ થએલો હતો. વાહ ! રાજ દ્રવ્યનું સાર્થક માત્ર એટલુંજ કે હરેક રીતે હમેશાં પ્રજાનું હિત કરવું.

કેળવણીથી શું શું ફાયદા થાય છે, અને તેની કેટલી જરૂર છે. તેમજ તે ન હોવાથી કેટલું નુકશાન છે, તથા ભાવનગરની પ્રજાને કેળવણીના સાધનો મળવાથી તેને કેટલો ફાયદો થયો, ઇત્યાદિ બાબતોનું આ નીચે કવિતા રૂપ વર્ણન કરવામાં આવશે.

દોહોરા.

વિદ્યાથી જન રંક છે, તે પણ બનશે રાય;
સદ વિદ્યા આ સૃષ્ટિમાં. સહુથી શ્રેષ્ઠ ગણાય. ૧

છપ્પા.

સદ વિદ્યાથી સુજસ, જનો ! જગમાં જામે છે,
સદ વિદ્યાથી માન, પુરૂષ પ્રીતે પામે છે;
સદ વિદ્યાથી દ્રવ્ય, અધિક આવીને મળશે,
સદ વિદ્યા તે દુઃખ, સદા દિલકેરૂં દળશે;
જન ! સદ વિદ્યા સુર વૃક્ષ છે, મન વાંછિત ફળ આપશે,
વળિ સદ વિદ્યા દારિદ્રને, કોડ ધરીને કાપશે. ૨
વિદ્યા વંત વિદેશ, જાય ત્યાં માન મળેછે,
વિદ્યાથી જન કેક, અસમ ધન આપ રળે છે,

વિદ્યાથી સુખ સર્વ, અનાયાસે આવેછે,
વિદ્યાથી નિજ શત્રુ, ફંદમાં નહિ ફાવે છે;
સદ વિદ્યા છે શુભ નાવ તે, દુખ દરિયામાં તારશે,
નિજ સદ વિદ્યા પ્રિય મીત્રસમ, આફત થકી ઉગારશે ૩
શિક્ષક રૂપ સદાય, જનો ! સદ વિદ્યા જાણો,
પાળક રૂપ પ્રમાણ, નહીં સંશય ઉર આણો,
માતા જેમ હમેશ, પુત્રનું પોષણ કરશે,
સદ વિદ્યા જન ! તેમ, અધિક દુખ આપે હરશે;
બહુ કાળ દુકાળે કામની, સદૈવનિજ સાથે રહે,
તજી દ્રવ્ય સુજન આ જગતમાં. સદ વિદ્યા ચિતથી ચહે. ૪
ભાઇ ન માગે ભાગ, ચોર ચોરી નહિ જાશે,
આગથિ બળે ન એહ, ઉચકતાં ભાર ન થાશે;
હાકમથી ન હરાય, વળી સાચવવા જેને,
રક્ષકનું નહિ કામ, અધિક વાપરવી એને;
તે વાવરતાં વધશે ઘણી, જન સજ્જન ! મન જાણજ્યો;
સદવિદ્યા ધનનું સૃષ્ટિમાં, પ્રાક્રમ પ્રૌઢ પ્રમાણજ્યો..૫
સદ વિદ્યાથી વૈદ્ય, શરિરને સાજું કરશે,
સદ વિદ્યાથી શસ્ત્ર, ધરે દુશ્મન દિલ ડરશે;
સદ વિદ્યાથી વ્યોમ, વિશે ગ્રહની ગતિ જોછે,
રહિ અવની પર આપ, ચતુર જન જાણી લેછે;
સદ વિદ્યાથી સાગર વિશે, પ્લવનવેગ પંથે પળે.

ઋદ વિદ્યા કેરા પ્રાપ્યથી, સદ્ગુણ પણ સરવે મળે. ૬

શ્રેષ્ટ રસાયન શાસ્ત્ર, ગણિતની ગણના સારી,
યંત્ર શાસ્ત્ર પણ આપ, શિખો ચિત ચાહ વધારી;
શિલ્પ કળાથી સર્વ, દેશિ જન દુખથી તારે,
સમર શાસ્ત્રથી સબળ, શત્રુ સ્નેહે સંહારે;
શુભ ન્યાય નીતિથી સર્વથા, સ્વદેશિને સુખ આપજ્યો;
વળિ તન મન ધન અર્પણકરી, કષ્ટ સમૂળાં કાપજ્યો. ૭

નૌકા ગમન નવીન, ભણો ભુસ્તર ભાવેથી;
પ્રેમે વસો પ્રદેશ, અર્થ શુભ સરશે એથી;
અર્થ શાસ્ત્રની રીત, પ્રીત ધરિ સર્વ પિછાણો,
ભ્રમ* તજી ભણો ભુગોળ, નહીં આળસ ઉર આણો;
વળિ વાણિ વિમળ વ્યાકરણ થકી, થશે સુજન જન! જાણજ્યે
ઇતિહાસાદિકથી સર્વથા, પૂર્વજ કૃતી પિછાણજયો, ૮

ભાષાના બહુ ભેદ ભાવ ધરિને તે ભણવા,
કવિતા વિવિધ વિલાસ, તથા સંગિત ગુણ ગણવા;
નૃત્ય કળા સુ નવીન, અશ્વ આરોહણ જે છે,
શસ્ત્ર ધરણ જળ તરણ, અધિક શુભ વિદ્યા એ છે;
વળિ શશિવદનાની ચાતુરી, એ પણ ઉરમાં આણજયો,
જન! ઝાડ પ્હાડ જળ આદિમાં, પ્રભુની કૃતી પિછાણજયો. ૯

---

* પુરાણોમાં કહેલી કલ્પિત વાતો જેવી કે, દુધનો દરિઓ, મધનો દરિઓ, ઘીનો દરિઓ, સાત આકાશ, અને સાત પાતાળ વિગેરે.

દોહરો.

સદ વિદ્યાની જરૂર છે, જગમાં અપરમપાર;
માટે શીખો માનવી!, પૂર્ણ ધરી દિલ પ્યાર. ૯

છપ્પા.

ગયું દેશિનું દ્રવ્ય, અરે! તેને અટકાવો,
હુન્નર નવા હમેશ, અધિક આંહીં ઉપજાવો;
દુઃખદ જ્ઞાતિના બંધ, કોડ ધરિ સર્વે કાપો,
આર્ય પ્રજા હેરાન, જોઇ અતિ હિંમત આપો;
જન! હામ દામ વણ હાલ જે, સ્વદેશિ સંકટમાં પડયા,
સદ વિદ્યા નહિ તેથીજ એ, દુખ ડુંગર આવી અડયા. ૧૦
ગયું હિંદનું રાજ, સાજ સુખ બેઠા ખોઇ,
કર્યો કુસંપે કહેર, રહ્યા આખર સહુ રોઇ;
સ્નેહ તજી બહુ લડયા, ધર્મનાં બ્હાનાં કહાડી,
મૂકી કુળનું માન, થયા જન આપ અનાડી;
સદ વિદ્યા જાતાં સહુ ગયું, દાશ થયા દિનતા ધરી,
માટે જન! વિદ્યા માતને, અધિક ચહો આદર કરી. ૧૧

દોહરા.

વિદ્યા નહિ જે દેશમાં, સુખ ત્યાં હોય ન સાર;
સદ વિદ્યા વણ સૃષ્ટિમાં, ન મળે લાભ લગાર. ૧૨
વ્હેમ વધે આળસ વધે, વધે અધર્મ અપાર,
પ્રબળ થાય પાખંડનું, સદ વિદ્યા વણ સાર ૧૩

દેશ થકી દોલત ઘટે, ઘટે સુગુણ પણ સર્વ;
મંદ મતી જન મસ્ત થઈ, ઉર આણે અતિ ગર્વ. ૧૪
સંપ તજી ધરિ શત્રુતા, વધશે અતિશય વેર;
ન્યાય વિચારી નહિ જુએ, અહર નિશા અધિર. ૧૫
વ્યભિચારી વ્યસની જનો, વધશે વારમવાર,
વિદ્યા વિના ન આવશે, વિવેક બુદ્ધિ વિચાર. ૧૬
એમ જાણિ પરસીવલે, પૂર્ણ ધરી દિલ પ્યાર;
વિદ્યા ભણવા વરિતને, સાધન દીધાં સાર. ૧૭
લોક અથોક ઉમંગથી, ભણે ધરી બહુ ભાવ;
તો તેથી નર નાથને, પણ છે રૂડો લ્હાવ. ૧૮
ભાવનગર પુર વાસિનાં, પૂરણ ભાગ્ય પ્રમાણ;
જે શુભ વિદ્યા વૃક્ષનાં, ચાખે ફળ નિરવાણ. ૧૯
પ્રભુ પાસે હું પ્યારથી, માગું એજ હમેશ;
નિશ દિન આ સંસ્થાનમાં, વિદ્યા વધો વિશેષ. ૨૦
વળિ માગું ચિત ચાહથી, કાપી સઘળો ક્લેશ;
અચલ અમલ અમ પર કરો, તીવ્ર બુદ્ધિ તખતેશ. ૨૧

---

## વસુલાતી ખાતું

મહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે આ સંસ્થાનના વસુલાતી ખાતામાં પોતાનું પુરતું લક્ષ આપી તેમાં કેટલાએક સુધારા તથા વધારા કર્યા.

પ્રથમ પાછલાં પાંચ વર્ષોની દરેકએક ખેડુની ઊપજની સરાસરી કાઢી જે આંકડો આવ્યો. તેમાંપણ ઘટતી છુટ મુકીને દરબારશ્રીના રાજ ભાગની જમે બંધીની એક સરખી રકમલેવી એવી તેઓએ ગોઠવણ કરી.

આમ થવાથી ખેડુઓને તથા દરબારશ્રીને ઘણોજ ફાએદો થયો. ખેડુઓ પોતાનું કામ હોંશથી અને ઊમંગથી કરવા લાગ્યા કારણ કે ઊપર લખેલાં વરસોની ઊપજમાં ખોટ હાંસલના જવાબદાર તેઓ પોતેજ હતા.

પોતાના ખેતરમાં ખાતર નાંખી જેમ બનેતેમ ઘણો પાક ઊતરે એવી તેઓ પેરવી કરવા લાગ્યા. પ્રથમ જ્યારે થએલી ઉપજમાંથી સુમારે અડધો અડધભાગ દરબારશ્રીને જમાં બંદી પેટે જતો, ત્યારે ખેડુઓ આળસુ થઇ પોતાના કામમાં જોઇતું ધ્યાન આપતા નહી, અને તેથી ઉપજ પણ ઓછી થતી.

હરસાલ ખેતરમાં થએલી ઊપજ ખળામાં એકઠી કરાવી તે ઊપર દરબારશ્રી તરફથી ચોકીદારો રાખવામાં આવતા. અને તેઓનો ખોરાકી ખર્ચ વારા ફરતી ગામના ખેડુઓને આપવો પડતોતેથી તેઓને કેટલીએક હરકત થતી.

વળી કોઇ વખત ખળાંમાંનું અનાજ ખેડુઓ ચોરી કરી પોતાને ઘેર લઇ જતા. માંગણ લોકોને તેઓ ઉદાર થઇ તેમાંનો કેટલોએક ભાગ આપી દેતા. કારણ કે તેમાં દરબારશ્રીનો પણ સરખોજ ભાગ હતો, અને એમ થવાથી દરબારશ્રીને નુકશાન થતું.

પ્રથમ અમુક દરબારી નોકરને એક ગામથી બીજે ગામ જવા આવવાને માટે. ખેડુઓ પાસેથી વેઠે ગાડાં જોડાવવાનો રીવાજ હતો. અને તેથી ખેડુ લોકો નારાજી થઇ પોતાનું કામ કરવાને કંટાળી જતા.

દોહરા.

દિલ કંટાળે કામથી. તો જાણો પરિણામ;
ઠીક થશે નહિ તેહનો. અંતર સમજો આમ. ૧
હોંશ ઘટે ઉદ્યમ ઘટે, ઘટે સર્વ સુખ સાજ;
માટે દિલ ખુશ રાખવું, કરતાં સઘળાં કાજ. ૨

છપ્પો.

હોંશ વિના ધરિ હામ. કામ કાંઇ નવ સુઝે;
હોંશ વિના શુભ ધર્મ. કર્મ તે કશું ન બુઝે.
હોંશ વિના સત સંગ, રંગ ચિતમાં નહિ લાગે;
હોંશ વિના હથિયાર, ધરે દુશ્મન નવ ભાગે;
જન ! હોંશ થકી સુખ હોય છે, ઉદ્યમ કરવાથી અતી.
તજી હોંશ અધિક આળસ કરે, આ જગમાં મંદજ મતી. ૩

દોહરા.

અતિ ઉમંગ ધરિ અંગમાં, જો કરશે જન કામ;
વિકટ છતાં ઝટ વારમાં, થાશે તુરત તમામ. ૪
કારીગર નિજ કામમાં, પૂર્ણ ધરે જો પ્યાર;
સર્વોત્તમ તે સુંદરથી, તુરત થશે તૈયાર. ૫

એડુત જો ખાંતે કરે, નિજ ખેતીનું કામ;
તો પ્રભુ તેને આપશે, અતિશુભ ફળ અભિરામ. ૬
વિવિધ વિકટ વિદ્યા ભણે, સ્નેહ ધરી જન જેહ;
સુલભ જણાશે સર્વથા, પંડિત થાશે તેહ. ૭
પ્રસન્ન મનથી પુરૂષ ! સહુ, અધિક કરો ઉદ્યોગ;
શ્રી જગદીશ્વર હરો, સદા સુજનનો શોગ. ૮

હાલમાં મહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે વેઠ વિગેરે એડુઓને નુકશાન કારક તમામ બાબતો તદ્દન કાઢી નાંખી છે. કોઇ પણ અમલદારને ગાડું જોઇએ, તો તેઓએ ગાડી એકના બે આના મુજબ તે ગાડીના માલિકને રોકડી મજુરી આપી. તેની પાસેથી પહોંચ લખાવી લેવાનો રીવાજ રાખેલો છે, તેથી એડુઓને ઉપર મુજબની થતી હરકત તદ્દન દુર થઇ છે, તેમજ ખાટલા ગોદડાં વીગેરે પણ મફત લેવાનું બંધ કરેલું છે.

એડુઓને પોતાનું કામ કરવામાં ઉત્તેજન મળે એવા હેતુથી તેઓના ઉપરના કેટલાએક કરો દરબારશ્રી તરફથી માફ થએલા છે, અને કેટલાએક ઘણાજ ઓછા કરવામાં આવેલા છે.

જે વખતે પાછળ લખેલી ખાતા બંદીની રીત મુજબ દરબાર હક વસુલ કરતાં, કોઇ પણ એડુઓને ઓછી પેદાશ થએલી છે, એવું તપાસ કરતાં વાજબી જણાય, તો તેઓને ઘટતી રકમ છુટ આપવામાં આવે છે. અને એવી છુટ કોઇ કોઇ વખત દર વરસે લગભગ કો૦ ૨૦૦૦૦૦ (બે લાખ) સુધીની મોટી રકમની મુકાય છે.

વાહ ! ધન્ય છે આવા દયાળુ સરદારને કે જેણે શુદ્ધ દિલથી પ્રજાના રક્ષણ માટેજ પોતાનાં તન મન અર્પણ કરેલાં છે.

કેટલાં એક ગામો (ભુંભલી ભુતેશ્વર વિગેરે)માં અદ્યાપી સુધી શેરડીના વાઢ બીલકુલ થએલા નહીં હતા. પરંતુ હાલ એવા ગામો-માં પણ ધોળી અને કાળી શેરડીના વાઢો ઘણાજ સરસ કરવામાં આવે છે. આમ થવાનું કારણ માત્ર એટલુંજ કે ઉપરી અધિકારીની એ કામમાં ઘટતી કાળજી.

જમીનમાં કસુંબીનો પાક થવા માટે તે કામમાં વાકેફગાર થએલા ચરોતર વિગેરેના પાટીદારોને બોલાવી, કેટલાંએક ગામોમાં એવી જાતનું વાવેતર કરાવ્યું અને દિવસે દિવસે તેમાં સારી રીતે કસુંબી પણ પાકવા લાગી. તેમજ હીંગણા ઘાટનો કપાસ ઓરવીને અને ઓરવ્યા શિવાય કેવી રીતે વાવવો તથા ઉછેરવો, તે વિષે પણ અહીંના ખેડુતોને તેઓએ ઠીક વાકેફગાર કર્યા.

આ સંસ્થાનના દરેક ગામમાં એક એક મુખી પટેલ નિમેલા છે. તેઓ દરબારશ્રીના હક અને ખેતી સંબંધી બાબતમાં ઘટતી ચોકશી રાખે છે. વળી આઠ, દશ કે એથી વધારે ગામોનો એક એક ટપ્પો ઠરાવી, ત્યાં એક એક વહીવટી ટપ્પા થાણદારો રાખેલા છે, અને તેઓની પાસે કેટલાએક કારકુનો નીમેલા છે.

ટપ્પા થાણદારે દરેક જાતના દરબારી હકો વસુલ કરવા, અને તેનો હિસાબ રાખવો, શીવાય હલકા દરજાના ફોજદારી ગુન્હાઓનો ઇનસાફ આપવાને પણ તેઓને અધિકાર છે.

તમામ ટપ્પા થાણુદારો મહાલના વહીવટદારના તાબામાં રહી કામ કરે છે. અને એવા વહીવટદાર દરેક મહાલમાં એક એક નીમવામાં આવેલા છે.

વહીવટદારનાં કામમાં મદદ કરવા માટે તમામ મહાલોમાં એક એક ડેપ્યુટી વહીવટદાર પણ નીમેલા છે.

વહીવટી ખાતાના તમામ નોકરો સંસ્થાનના આજમ "વસુલાતી અધિકારી" સાહેબના તાબામાં રહી કામ કરે છે. અને તેઓ નામદાર દરબારશ્રીની હજુર ઓફીસના હુકમ મુજબ અમલ ચલાવે છે

પ્રથમ મહાલ ખાતાનાં દફતર દર સાલ નિયમ પૂર્વક જોવામાં આવતાં નહીં; અને તે ઘણો વખત સુધી માંડી વાળ્યા શીવાયનાં પડતર રહેતાં. માટે તે વિશે દર સાલ વરસ આખર હિસાબી કામદારની ઓફીસમાં હિસાબ ચોખો કરવા, દરેક મહાલના વહીવટદારો તરફથી ગોઠવણ કરવામાં આવી, કે જેથી દરેક શાલનું નામું એજ વર્ષમાં માંડી વાળવામાં આવે.

હિસાબી કામને માટે ઉપર લખેલી એક જુદી ઓફીસ નીમવામાં આવેલી છે, તેમાં આ સંસ્થાનના દરેક હિશાબ સંબંધી કામોની ચોકશી કરેવામાં આવે છે.

મહાલના વહીવટદારો તેમજ તપ્પા થાણુદારો પાસે રોજમેળ, ખાતાવહી વીગેરે દફતરો રાખવામાં આવે છે. તેમાં દરેક પાને દરબારશ્રી તરફથી શિક્કા કરવામાં આવે છે. અને છેવટ પાનાની સંખ્યાનો સરવાળો લખી, તે જગોએ ઉપરી અધિકારીની સહી

થાયછે, કે જેથી તેમાં કંઇ પણ ફારફેર કરી શકાય નહીં. વળી તેઓની પાસે જાવક, આવક, પહોચ બુક વીગેરે તમામ જાતનું જરૂરીયાત ભરેલું દફતર પણ રાખવામાં આવે છે.

સંસ્થાનની તમામ ઉપજ મેહેરબાન વસુલાતી અધિકારી સાહેબ મારફત વસુલ થઇ, તે દરબારશ્રીની હજુરટ્રેઝરીમાં દાખલ કરવામાં આવે છે. અને એ ખાતાના ઉપરી અધિકારી એક જુદાજ નીમવામાં આવેલા છે. શીવાય તેઓની ઓફીસ પણ જુદીજ છે. આ ખાતામાં પણ ઉપર મુજબ તમામ જાતનાં દફતરો રાખવામાં આવે છે.

નામું ચોખ્ખું રાખવાથી ઉપજ, ખરચ, સીલીક, વીગેરે તમામ આંકડો જ્યારે જોઇએ ત્યારે મળી આવેછે, અને તેથી થતાં નુકશાનનો અટકાવ થઇ કેટલીએક બાબતમાં ઘણાજ ફાયદા થાય છે. નામું નહીં રાખવાથી થતાં નુકશાનો નીચેમુજબ.

દોહોરા.

નિત્ય નામું માંડ્યા વિના, નકિ નુકશાનજ થાય;
રેશમ રોળાણા થકી, ઘણિવાર ધુંચવાય. ૧

છપ્પા.

નમળે નામું નેટ, શિલક શાની ત્યાં સૂજે;
નમળે નામું નેટ, કામ કરતાં મન મૂજે
નમળે નામું નેટ, ચોરિમાં સહુ જન ફાવે
નમળે નામું નેટ, શાહને ચોર બનાવે;

જન ! નામું નકી નથિ જેહનું, ભરૂસો કરે ન તે તણો
વળિ છતે દ્રવ્યથી સર્વથા, ઘુંચવાટો વાધે ઘણો. ૨

દોહોરો.

ચોકશિ સર્વ કરી સદા, લખવું નામું નેક;
આળસને અળગું કરી, ધરો એક એ ટેક ૩

ભાવનગરના નામદાર દરબારશ્રીને કારભારી તથા મુસદ્દી વીગેરે લોકોના પગાર પાછળ સંવત ૧૯૩૨ના વર્ષમાં રૂપીઆ (૪૧૨૨૦૭) ચરલાખ, બાર હજાર, બશે સાતનો વાર્ષિક ખર્ચ થયો હતો એ શિવાય સાલ મજકુરમાં કવાયતી તથા વગર કવાયતી સીબંદી લોકોના પગારના રૂપીઆ (૬૩૭૦૩) ત્રેસઠ હજાર, સાતશે, ત્રણ અને ઘો વાસદાર ખર્ચના રૂપીઆ (૬૦૮૦) છ હજાર, એશી, તથા ધર્માદા ખર્ચના રૂપીઆ (૫૬૩૨૦) છપન હજાર ત્રણશે વીશ જુના નોકરોના પેનશન ખર્ચના રૂપીઆ (૩૪૧૯૨) ચોત્રીશ હજાર, એક સો બાણું. શિવળા ખાતાં પાછળ રૂપીઆ (૨૬૯૨) બે હજાર, છ સે બાણું ભાવનગરમાં તારની લાઇન આણી તેના ખર્ચના રૂપીઆ (૧૯૯૬૮) ઓગણી હજાર, નવસે અડસઠ એરીતે વાર્ષિક ખર્ચ થયો હતો.

ઉપર મુજબ પ્રતિ વર્ષે લાખો રૂપીઆની ઉપજ તથા ખર્ચ થાય છે. અને દિવસે દિવસે રાજ્ય કાજમાં વખાણવા લાક સુધારા દાખલ થતા જોઈ પુરો સંતોષ ઉપજે છે.

દરેક રાજ્યની ચડતી પડતી તેની ઉપજ તથા ખર્ચના પ્રમાણ ઉપર આધાર રાખે છે; અને ઉપજની વ્યવસ્થા કરવાનું કામ વસુલાતી ખાતાના અધિકારીનું છે.

જે રાજ્યમાં ઉપજ ખરચની ઘટતી ગોઠવણ રહી શકતી નથી તે રાજ્ય ઘણુંજ થોડા વખતમાં કરજના ભારથી દબાઇ જાય છે, અને અતે રાજા તથા પ્રજા વચ્ચે કલહ થઇ બન્નેની હેરાનગતી થાય છે.

શાણા અને અકલવંત અધિકારીનું કામ એ છે. કે હરેક રીતે પ્રજાને ખુશી રાખી રાજના હકો ધિમે ધિમે સુધારવા અને વધારવા તેમાં કંઇ પણ જાતની ખલેલ નહિ પહોંચવી જોઇએ. તેઓએ દરેક કામને માટે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ, થોહેજ સાજ નુકશાન ખમી મોટો લાભ તદન નાબુદ ન થાય એવી બાબતમાં તેઓએ પુરતું ધ્યાન આપવું ઘટે છે; ટુંકામાં રાજ્ય ભક્ત અધિકારીએ હર કોઇ ઉપાયથી પ્રજાનો પુરે પુરો પ્યાર મેળવવો; અને રાજા તથા પ્રજા વચ્ચે જે ઘણોજ મજબુત સંબંધ છે તે હમેસાં સાચવતાં રહેવું. રાજા અને પ્રજા એઓ એક બીજાને સુખ દુખમાં સામેલ ગણી પરસ્પરનું ભલું ચહાશે તો પરસ્પર બન્નેનું ભલું થશે.

છપ્પા.

હાથ પગાદિક જેમ, અવયવો કામ કરે છે;
ઉદ્યમ કરીને આપ, ઉદરને સર્વ ભરે છે;
ઉદર ગયું જે અન્ન, રૂડો રસ તેનો થાશે;
પ્રસરી સ્નાયુ માર્ગ, શરિર સર્વમાં જાશે;
તેમજ જો સર્વ પ્રજા મળી, પોષણ કરશે રાયનું;
તો રાજા પણ પ્રિય પુત્ર સમ, જન હિત કરશે અતિઘણું. ૧

જંગલમાં જયમ ઝાડ. સિંહની સાહ્ય કરે છે,
તો તે વનનું કાષ્ટ. કાપતાં સર્વ ડરે છે;
સિંહ ઉપર જન સબળ. ધરી હીંમત જો જાશે,
તો વન વૃક્ષો વિશે. સિંહ સત્વર સંતાશે;
એ રીતે આ અવની વિશે, નર નરપતિ એ જાણજયો,
જન સજ્જન ! સહુ આ વાતમાં, ઉર સંશય નહિ આણજયો. ૨

દોહરા.

ઝાડ મૂળ જળ રેડતાં, જન મીઠાં ફળ ખાય;
રાજ ભક્ત થાતાં પ્રજા. સદા કાળ સુખિ થાય. ૩
તેમજ રાજા પણ ધરે, પ્રજા વિશે જો પ્યાર;
ધન્ય જન્મ છે તેહનો, શું કહું વારંવાર. ૪
પ્રજા ગણે નિજ પૂત્ર સમ, નરપતિ તેનું નામ;
અવર સુખો આ સૃષ્ટિનાં, સમજે તુચ્છ તમામ. ૫
પ્રજા દુખે નિજ દુખ ગણે, સુખથી સુખી સદાય;
દુખ દળશે દિન લોકનાં, અતિશય કરી ઉપાય. ૬
વિક્રમ થયો વસુધા વિશે, ધર્મ ધુરંધર ધીર;
પર ઉપકારિક કામમાં. સોંપ્યું સર્વ શરીર. ૭
વળિ જોતાં આ વિશ્વમાં, ભોજ થયો ભડવીર;
દુખ દરિયે જન ડૂબતાં. તેડી કાઢયાં તીર. ૮

ભુજંગી છંદ.

જુઓ છે જનો ! આ ધરા સૂરપેનું

ભણો ચાહવું સો પ્રજા પ્યારૂં તેનું;
કરે નૃપ તો દુઃખ તે ખુબ દેશે,
નરે દ્રો પછીસ્વર્ગમાં સુખ લેશે. ૯
પ્રજા પાળતાં રાજાને લાભ થાશે
ખરે તે વિના કલેશ ઝાઝો જણાશે;
ફળો વૃક્ષથી વેડવાં ખુબ ખાવા.
તથાપી ન તે વૃક્ષ દેવું સુકાવા. ૧૦
વૃથા લોભથી વસ્તિ થાશે ઉદાશી,
નહીં તે કરે ખાંતથી ખેડ ખાશી;
પછી લાભ લેશ નહીં હાથ આવે.
પ્રજાનાં હિતો સજ્જનો ના દુખાવે. ૧૧

## માલિની છંદ.

નરપતિ હિતકર્તા લોકનો શત્રુ થાશે.
જન પદ હિત ચ્હાતાં ભૂપ ક્રોધે ભરાશે.
(છતાં) નૃપતિ. જન બચાવું એય જે ઇચ્છનારા,
વિરલ જન હશે આ સૃષ્ટિમાં કોઇ સારા. ૧૨

## દોહરા.

ખેડુત સહુ ખાંતે કરે. શુભ ખેતીનું કામ;
નરપતિ નેહ જણાવશે અતિ હિતથી જો આમ. ૧૩
વિવિધ વધે વૈભવ વળી. સર્વ કાળ સુખ થાય;
નર, નરપતિ બન્ને વચ્ચે, જો શુભ સ્નેહ જણાય. ૧૪

કરે કૃષિ જન કોડથી, નિષ્કંટક નિજ કામ;
ઉત્તેજન જો અતિ મળે, સુધરે તુરત તમામ. ૧૫
એડ કરે જો ખાંતથી, તો રસ કસ બહુ થાય;
માટે એ કુત જગતમાં, સહુથી શ્રેષ્ટ ગણાય. ૧૬
પરશ્રમ નિશદિન કરી, પર સેવા કરનાર;
તેમજ ભિક્ષુક મનુષને, ધિક ધિક વાર હજાર. ૧૭
દેશ વિશે વૈભવ વધે, કરવાથી કૃષિ કર્મ;
નોકરિ નો કરવી કદી, સમજી સાચો મર્મ. ૧૮
વળિ વેપાર થકી થશે, દોલત વંતો દેશ;
માટે જઈ પરદેશમાં, લેવો લાભ હમેશ. ૧૦
હુનર કળા પણ હાલમાં, શીખો સજ્જન ! સર્વ;
ચીન વિલાયત આદિનો, ગુણથી હરવો ગર્વ. ૨૦
શિલ્પ શાસ્ત્રથી બહુ વધ્યું, દૂર દેશીનું પૂર;
સજ્જન ! શીખો સર્વથા, એ શુભ શાસ્ત્ર જરૂર. ૨૧

### ભુજંગી છંદ.

મળી સ્નેહથી "જોઇન્ટ" રાજ્યાધિકારી,
ગરીબો તણી રાખિ સંભાળ સારી;
વળી રાજ્યમાં રિદ્ધિ સિદ્ધિ વધારી,
સુ વિદ્યા થકી સર્વ વસ્તી સુધારી. [illegible]

### સોરઠા.

પર દુઃખ ભંજન ભોજ, શું ફરિને આવ્યો અહીં ?

પરસીવલ ! દરરોજ, તેં બહુ પરમારથ કર્યા. ૨૩
ભર દરિયાની લ્હેર, સુજનો ! આ સંસાર છે;
મનમાં આણો મ્હેર, દિન જન દુખથી તારવા; ૨૪
બહુજ અપંગ અનાથ, જન હિત ધન અર્પણ કરો;
ખરે સ્વર્ગનો સાથ સુજનો ! પર ઉપકાર છે. ૨૫

## દોહરા.

બન્ને શંકરે વિનયથી. સંતોષા જન સર્વ;
પોષણ કરે પ્રજાતણું. ગુણ નિધિ ધરે ન ગર્વ. ૨૬
સૂત્ર પુરૂષનો સુજસતે, શોભા રજનિ મયંક;
પણ તેમાં જન ! ગર્વ છે, કાળપ રૂપ કલંક. ૨૭

## છપ્પો.

ગર્વ થકી ગુણ જાય. થાય પરિણામ નઠારો;
સુજસ દહન છે ગર્વ. સર્વ ઊર વાત વિચારો;
ગર્વ થકી જન કેક, હોડ કરવામાં હાર્યા;
રાવણ દુરયોધન. ગયા વણમોતે માર્યા;
જન ! ખાગ મન ગંજન ગર્વનો. સ્વતંત્ર પ્રભુ છે સર્વદા.
તે માટે માનવ માત્રને, દ્વિજ ગર્વ ન કરવો કદા. ૨૮

## દોહરા.

શાખશાસ્ત્રની સાંભળી. ગર્વ તજે ગુણવાન;
જસ વાધે આ જગતમાં, વળિ મળશે બહુમાન. ૨૯

રાજ રીતિ નાખી જનો ।. વળે શંકર જેહ;
ખરે વસુલના કામમાં, અતિ ઊગામ છે એહ. ૩૦

## 'ઈજીનિયર ખાતું'.

આ ખાતું પ્રથમ રાજ પ્રકરણી ખાતાથી જુદુ પાડેલું નહીં હતું, તેથી તેને માટે જોઇતી વ્યવસ્થા કરવામાં આવેલી નહીં.

પ્રથમ શુક્લ નહાનાભાઇ, તથા હાલના સર મીસ્ત્રી ઝુંઝા ગોવીંદજી વીગેરે મળી એ ખાતાંને લગતું દરેક કામકાજ ચલાવતા.

ભાવનગરથી બંદર ઉપર જવાની સડક, મેમદાની ખાડી, તથા તેને લગતું માટીનું પુરાણ, ડક્કાનાં પગથીયાં, ભાવનગરથી ગોઘે જવાની સડક, અને ભાવનગરથી વરતેજ જવાની સડક, વીગેરે પરચુરણ કામો તેઓના વખતમાં થએલાં હતાં.

ઉપર મુજબનાં થએલાં કામોને માટે નકશા, પ્લેન, એસ્ટીમેટ વીગેરે ખાતાને લગતાં જરૂરીઆત સાધનો બરાબર નહિ હતાં, તેથી તે કામ જોઇએ તેવું સારી રીતે ચાલી શકતું હતું, એમ કહી શકાતું નથી.

એ શીવાય દરબારી રાજ મેહેલ વીગેરે બીજાં ઇમારતી કામોને માટે પણ ઇન્તાવદી ગોઠવણ કરવામાં આવેલી નહીં; સબબ એ કામ અત્રેના સુતાર મીસ્ત્રી હરીલાલ પરસોતમ તથા કડીઆ જેઠા વીગેરેના હાથથી ચાલતું હતું, મોતી બાગનું પ્રખ્યાત મકાન, તથા વ

શ્રીનાથ મહાદેવનું ભવ્ય દેવાલય, અને દરબારી બંગલા, તથા ઘાસ ના વંડા વગેરે મકાનો પણ તેઓનાજ હાથથી થએલાં છે, બરબ ર એ ઘણુંજ વખાણવા લાયક છે.

જ્યારે ભાવનગર શેહેરમાં મોટું તુરંગ યાને કેદખાનાનું મકાન બંધાવવાની જરૂર પડી, ત્યારે ઇંજનીયરી કામમાં વાકેફ થએલા મી૦ માકટન સાહેબને બોલાવી તેઓના હાથથી ઉપર લખેલું મકાન તૈયાર કરાવ્યું.

ઉપર લખેલા માકટન સાહેબે જ્યારે આ ખાતાનો તમામ ચાર્જ સંભાળી લીધો, ત્યારે તેઓને માટે એક ઇલાયદી હાદીશ ની મવામાં આવી, અને તે દીવસથી તમામ કામ કાજ તેઓના હાથથી ચાલવા લાગ્યું.

સાહેબ મોસુફના હાથથી કેટલાંએક કામો થયા બાદ તેઓ એક વરસની રજા ઉપર વિલાયત ગયા, અને તેઓની જગોએ ઇન ચાર્જ ઇંજનિયર આજમ હસ્ટ સાહેબને નીમવામાં આવેલા.

આ હસ્ટ સાહેબના હાથથી ખુદ ભાવનગરમાં થએલું, પ્રખ્યાત "ગવરીશંકર તળાવ"નું કામ શરૂ કરવામાં આવેલું, અને મહુવાથી કુંડલા સુધીની સડક, તથા વડલાથી પિંપળીયા નાળા સુધીનું ગોધા રોડનું કામ પણ તેઓનાજ હાથથીજ થએલું છે.

હસ્ટ સાહેબની પાસે જોન૦ એચ૦ વેટ સાહેબ નામે એક ઇંગ્રેજ ઇંજનિયર નોકર હતા, તેઓ હસ્ટ સાહેબ વિલાયત જવા પછી માકટન સાહેબની સાથે રહી કામ કાજ ચલાવતા.

આખર જ્યારે બાર્ટન સાહેબે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું, ત્યારે વેટ સાહેબ સ્વતંત્ર રીતે આ ખાતાને લગતાં તમામ કામો ચલાવવા લાગ્યા. અને તેઓના હાથથી પણ કેટલાંએક કામો થએલાં છે, તે આ જગોએ સહવિસ્તર લખવાની જરૂર નથી.

આ અમલદારથી જોઇતી વ્યવસ્થા નહીં રહી શકવાથી, તથા તેઓના હાથથી થએલાં કેટલાં એક કામો નબળાં જણાયાથી, મેહેરબાન ઇ૦એચ૦પરસીવલ સાહેબે મુંબઇ ગવરનર સરકારને રીપોર્ટ કરી એ ખાતામાં સારા વાકેફગાર થએલ અને લાયક ઇજનીઅર મેહેરબાન આર પ્રોક્ટર સીમ્સ સાહેબને બોલાવ્યા અને તે પ્રમાણિક અમલદારના હાથથી આ સંસ્થાનમાં ઘણાંજ વખાણવા લાયક કામો થએલાંછે, અને હાલ થાયછે.

સીમ્સ સાહેબે તમામ ઇજનીયરીંગ કામનાં ધોરણનો સમાવેશ કરી તેને માટે એક ઇલાયદો ધારો છપાવેલોછે, અને તેમાં એવા સરસ નિયમો દાખલ કરેલાછે, કે જેથી આ ખાતું ખરેખર વખાણવા લાયક રીતે ચાલી શકે છે.

આ સંસ્થાનમાં ભાવનગરથી મહુવા, મહુવાથી કુંડલા, કુંડલાથી ભાવનગર. વગેરે મુખ્ય મુખ્ય પ્રગણાઓમાં. જવા આવવામાટે મજબૂત સડકો બંધાવી તૈયાર કરવામાં આવીછે. તેથી વેપાર રોજગારને ઉત્તેજન મળતું જણાય છે. હજારો ખાંડી માલ ઉપર લએનું સડકોને રસ્તે કાઠીઆવાડના તમામ ભાગોમાં જાયછે. અને આમ થવાથી ભાવનગર શેહેરમાં વેપારની મોટી ધામધુમ મચી રહીછે

ઊપર બતાવેલી સડકો, શિવાય બીજી સડકો પણ પેટામાહાલમાં તૈયાર કરવામાં આવીછે, અને હાલ એકામ ધમધોકાર આગળ ચલાવવામાં આવે છે,

જાહેર બાંધકામ ખાતા પાછળ ભાવનગર દરબારશ્રીને દર વર્સે મોટી રકમનો ખર્ચ થાય છે. સંવત ૧૯૩૨ની સાલમાં આ ખાતાનો લગભગ રૂપીઆ (૭૪૭૫૧૦) સાતલાખ, સુડતાલીશ હજાર, પાંચશે દશનો, વાર્ષિક ખર્ચ થએલો હતો.

ઇંજનિયર ખાતાંની દરેક જગોએ જરૂર છે, તે શિવાય તથા તેથી શું શું ફાયદા થાય છે, અને તે ન હોવાથી કેટલું નુકશાન છે, એ વીગેરે કેટલીએક હકીકતને માટે આ નીચે કવિતા રૂપે વર્ણન કરવામાં આવશે. આ શીવાય પ્રથમ ભાવનગરની પ્રજાને પાણીનું કેવું દુઃખ હતું, તે તથા તેને માટે ઘટતી ગોઠવણ થવાથી લોકોને કેટલો લાભ થયો, ઇત્યાદિક બાબતનો પણ તેમાં સમાવેશ થશે.

દોહરો.

અવશ્ય ખપ ઇજનેરનો, ભૂપતિને ભરપૂર;
જેથી રાજનિ રીદ્ધિનું, નજરે આવે નૂર. ૧

ત્રોટક છંદ.

ઇજનેર તણું અતિ કામ સદા, નહિ તે વણ ચાલી શકેજ કદા;
શુભ ધામ તમામજ એથી થશે, બહુ તે થકી લાભ હમેશ હશે. ૨

જન ! વાવ કુવા સર સ્વચ્છ કરો,
ખપ ત્યાં ઇજનેર તણોજ ખરો;

નદિના તટ બાંધ અથાગ વિશે.
ખપ છે ઇજનેર તણો અતિશે. ૩

નૃપ સ્થાપ સડાક વડાક ધરી, પણ ત્યાં ઇજનેરની યુક્તિ ખરી;
બહુ લાગ ઊંચાણ નિંચાણ જુએ, જન! એ વણ લાભ ખરેજ ખુએ
શુભ કોટ કરો બહુ તે સુધરે;
વળિ બંદર બાંધિ વિશાળ કરે;
ઇજનેરથી નેહેર નવી ગળશે,
જળ દૂરથિ દેશ વિશે વળશે. ૫

કરિને અજમાયસ આગળથી, નકશા પર ખર્ચ કહે મુખથી;
મન રંજન કામ ચહો જન! જો, ઇજનેરથી થાય તમામજ તો. ૬

દોહરા.

શિલ્પ શાસ્ત્રનાં સર્વદા, કરવાં સઘળાં કામ;
એમાં મત ઇજનેરનો, અતિશય છે અભિરામ. ૭
વિના ઇજનિયર આદરે, ઇમારતનું કામ;
સુધરે નહિ તે સર્વથા, દોઢા બેસે દામ. ૮

છપ્પો.

ઇમારત આકાર, અવલ નજરે નહિ આવે;
કર્યા પછી તે કામ, ભલી ભાતે નહિ ભાવે;
મનમાં મટી ઉમંગ, ખરો ખેદજ ઉપજાશે,
અતિશય અડચણ થાય, લેશ નહિ લાભ જણાશે,
બહુ ધન ખરચ્યું ધૂળજ થશે, શોભા ધરે ન સર્વદા;

કાયર લોક થઇ સઘળાં પ્રભુ પાસ સદા ફરિયાદ પુકારે;
જીવન રૂપ મળે ન જદા જળ તો નિજજીવ કશાથિ ઊગારે ?
આકુળ વ્યાકુળ ખૂબ થઇ દિલ ખેદ ધરી દિન સર્વ ગુજારે;
આખર તે નિરૂપાય જનો મન હોંશ ધરે મળતાં જળ ખારે ૨
ગામ તજી પરગામ જઇ દુખિ ખૂબ થઇ જન જ્યાં જળ લાવે;
જાય ઉઠી અધરાત સુજે દિન પ્હોર ચડ્યા પછિ તે ઘર આવે;
દુર્બળ દેહ હશે જન જો નહિ તે ભરતાં જળ ત્યાં કદિ ફાવે;
(હવે) પાડ બધો પરસીવસનો જન! જે દિન દુઃખ હમેશ હરાવે. ૩

### ભુજંગી છંદ.

નહીં કૂપ મધ્યે મળે લેશ વારી,
સુકે વૃક્ષ બાગો અને ઝાડ બારી;
પશૂ ને વળી માનવી દુઃખ પામે,
તૃષાતુર તે કહો કશાથી વિરામે ? ૫
ફરે લોકના થોક આપે ઉદાસી,
તૃષાથી પિડા પામતા કે પ્રવાસી;
અરી વસ્તિવાળું મહા શ્હેર સારૂં,
દુખી તે હતું પાણિ માટે બિચારૂં. ૬
પડે કૂપ મધ્યે ભરે નીર ત્યારે,
અરે ! વાત એ યાદ આવેજ જ્યારે;
દિસે ત્રાસ ધારી જનો ખેદ પામે,
પ્રભુ ! એ પિડા વેગથી સર્વ વામે. ૭

ખરા ચૈત્ર વૈશાકના તાપ તાપે,
વિના પાણિ લોકો હજારો વિલાપે;
પછી દીન માટે દયા દીલ લાવી.
કર્યું કામ પર્સિવલે આંહીં આવી.

**દોહરા.**

દેખી દુખ જન સર્વનું, કર્યું પરમારથ કામ;
નદી વળાવી નગ્રમાં, નિર્મળ રાખ્યું નામ ૯
નહેર ગળાવી મ્હેરથી, લાવ્યો સરમાં સાર;
ટાળ્યું દુખ વારી તણું. વરત્યો જય જય કાર. ૧૦

**સવૈયો.**

સિંધુ સમાન સરોવરમાં જળ સ્વચ્છ સુધા સમ લાવિ ભરાવ્યું;
લક્ષથિ લક્ષ ઘણા ખરચી વસુ, પૂરણ પુન્યનું કામ કરાવ્યું
પ્રેમ ધરી પરમારથમાં નિજ ધીર જુગો જુગ નામ ધરાવ્યું;
દેશ વિષે દુખ દૂર કરી સુખનું સુર વૃક્ષ સદા વવરાવ્યું. ૧૧

**દોહરા.**

દૂરથકી જળ પૂરને, લાવ્યો શ્હેર સમીપ;
પ્રભુ ! આપો તો આપ જયો, એમ એજ અચીપ ૧૨
દોષ દામ દરબારના, આપ્યા કરિ આ કામ;
સુફળ દ્રવ્ય સંગ્રહ જનો!, અતિ વાવરતાં આમ. ૧૩

**છપ્પો.**

નિત પાસ પરમાણુ, સુવિદ્યા સફળ વધારે;

આપિ સદાવૃત દાન; દીનને દુઃખથી તારે.
કુંભર કર્યા હજાર, કદિ જન રાંક રખાવે
કુવા વાવ સર સ્વચ્છ, જરૂર જ્યાં ત્યાંજ ગળાવે,
મન એમ જાણિ પરસીવજી, કર્યું કામ આ હામથી
શુભ સર શોભિછે સર્વથા, "ગવરીશંકર" નામથી. ૧૪

સવૈયા.

થાય તૃષાતુર જો જન તો ઉપચાર મૃષા મન અન્ય પ્રમાણો.
પાણિથકી નિજ પ્રાણ રહે નહિ હેમ હજાર થકી ઉર આણો.
રાજ મળે સુખ સાજ મળે પણ જીવ ન તેથી રહે જન ! જાણો.
વાવ્ય કુવા સર સ્વચ્છ કરો પ્રિય ! તે પરમારથ મૂળ પિછાણો. ૧૫
સુંદર શાસ્ત્ર પુકાર કરે પરમારથ કાજ હમેશ હજારો;
દેશ હિતેચ્છુ થવા જન જે મત તેહ તણો મન એજ વિચારો;
શુદ્ધ સુધર્મનો મર્મજ એ કૃત કર્મ ગણો પરમારથ બારો !
દેહ ધરી નિજ દેશતણા દિન લોક દુઃખાંબુ નિધીથિ ઉગારો. ૧૬

ઉપર જણાવેલા ગવરીશંકર તળાવમાંથી સંવત ૧૯૨૮ના શ્રાવણ વદ ૪ ગુરૂવાર તા૦ ૨૨મી આગષ્ટ સન ૧૮૭૨ના રોજ ગામના તળાવમાં પાણી આણવાની ક્રિયા કરવામાં આવી હતી, અને તે વખત થએલી ધામ ધુમ, લોકોનો જમાવ, તથા તેઓનો ઉત્સાહ, એ વિગેરે હકીકત આ નીચે કવિતા રૂપ વર્ણન કરવામાં આવી છે.

દોહરા.

પુર પાંસે ભાભા પણા, વિમળ પાણિનું પુર;

લોક અથાક મળ્યાજ ત્યાં, ધરિ આનંદ જ ઉર. ૧
વિવિધ વસ્ત્ર અંગે ધરી, મળ્યા સુજન ત્યાં સાર
પુરવાસી બહુ પ્રેમથી, ઉચરે જય જય કાર. ૨
સાત સહસ્ત્રથકી અધિક, જન ત્યાં જોવા કાજ
ચિત હર્ષિતથી સંચર્યા, સજીને ઊત્તમ સાજ ૩
જેમ ભાગીરથ જાન્હવી, પિતૃ મુક્તિને કાજ;
લાવ્યો બહુ શ્રમ સહન કરિ, પાણ રાખી નિજ લાજ ૪
તેમજ આ પરસીવલે, અતિ કીધું શુભ કામ;
દિન જન આશિષ આપવા, લાગ્યા તુરત તમામ ૫
શુભ પર્વતના શિખરથી, ઊતરે સરિતા જેમ;
નગર નિકટ જળ સમુહ જન!, આવ્યો તુરતજ તેમ ૬
વિમળ પ્રવાહતણું ખરે, વર્ણન કર્યું ન જાય;
અવર વસ્તુની ઊપમા, એને કેમ અપાય ? ૭
સભા ભરી ભરિ સુજન ત્યાં, ચિત અતિશય હરખાય;
પરસીવલના પ્રેમથી, અહર નિશા ગુણ ગાય. ૮

---

## સરવઈ ખાતું.

જમીનનું માપ, અને તેની વ્યવસ્થા કરવા માટે. દરેક જગો એ સરવે ખાતાંની જરૂર છે; એમ જાણી મેહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે, મુંબઈ ગવરમેન્ટ સરકારમાં રીપોર્ટ કર્યો. આ સંસ્થાનમાં સરવે ખાતું સરૂ કરવા મેહેરબાન ટી૦ આર૦ ફુરનાન્ડિ-

સ સાહેબને બોલાવ્યા, અને તેઓએ પોતાના ઓહદા ઉપર હાજર થઇ, એ ખાતું વખાણવા લાયક રીતે ચલાવવા માંડ્યું.

પ્રથમ દુરબીનથી કામ કરી જાણનાર સરવેયરોની મારફત ગોળ માપણી કરાવી લેઇ, પછીથી દરેક ગામવાર ઘટતા મોજણીદારોને નીમી. તેઓની પાસે શંકુ માપણી કરાવી.

જે જે ગામોમાં મુળ ગરાશીઆ યાને દરબારશ્રીના ભાગદારો હતા, તેવા ગામોની સરવે કરવાનું કામ પ્રથમથી કરવામાં આવ્યું, કારણ કે સેન્ટ્રલમેન્ટ ઓફીસર સાહેબ પાસે એવા ગરાશીઆઓના ગરાસ સંબંધી કામની તપાસ ચાલતી હતી.

મોજણીદારો જે કામ કરે તે દરરોજ એક કાચી બુક પર લખી. તે ઉપરથી કાચા નકશા તૈયાર કરે છે, અને હર સાલ ચોમાસાની મોશમમાં તમામ મોજણીદાર વિગેરે સરવે ખાતાના નોકરો ભાવનગર મુકામે ઓફીસમાં એકઠા થઇ, તે સાદા નકશા ઉપરથી ચોકસ રીતે પાકા નકશા બનાવી તૈયાર કરે, એવા પાકા નકશા ઉપરથી દરેક ગામવાર, તથા ખેતરના નંબરવાર, રંગીન નકશા બનાવી, તેની એક એક નકલ દરબારશ્રીની હજુરમાં મોકલી દે છે, કે જેથી કોઇ પણ જગોએ જમીન સંબંધી તકરારનો ફેસલો આપતાં, ઉપર લખેલા નકશામાંથી નંબરવાર માપ સાથેના આંકડાઓ મળી આવે.

દરેક ખેતરની માપણી થયા બાદ, ફેરા વિગેરે જરૂર જણાય, તે જગોએ મજબુત ખાણુ (ખાંભો) નંખાવેલા છે, કે જેથી એ ખેતરની તમામ હદ જણાઇ આવે. અને એવાં નિશાંનો વરસાદથી ધોવાય, કે ખોદાઇ પણ ન જાય.

મૂળ ગરાશીઆઓની જમીનનાં જુદાં નકશા બનાવી, તેના નકશા સાથે તેની એક એક નકલ એજનસીની પ્રધાન કોર્ટ યાને ગાજ્ય સ્થાનિક કોર્ટમાં મોકલવામાં આવે છે. કે કોઇ પણ મૂળ ગરાશીઆની જમીન સંબંધીની કંઇ તકરાર પડતાં, તેના માપ વિગેરે બાબતમાં કશી વાતે હરકત આવે નહીં.

એવાં તૈયાર થએલાં પત્રકોની નકલ કોઇ મૂળ ગરાશીઆ તરફથી માંગવામાં આવે, તો તેને પણ નામદાર દરબારશ્રી તરફથી આપવામાં આવે છે.

મોજણીદારો, અને સરવેયરોના કામની દેખરેખને માટે મોટા પગારથી કેટલાએક નીમતાનદારો રાખવામાં આવેલા છે. કે તેઓ મોજણીદાર વિગેરેએ કરેલું કામ મરજી મુજબ ફરિથી માપી તેના ખરા ખોટા વિષે ચોકશી કરી પોતાની ખાત્રી જણાવે.

આ ખાતાંનો તમામ અખ્તિયાર અત્રેના રેવિન્યુ સરવે સુપરિટેન્ડેન્ટ મેહેરબાન ટી૦ આર૦ ફરનાન્ડીસ સાહેબના તાબામાં છે, અને તેઓ નામદાર દરબારશ્રીના હજુર હુકમ મુજબ કામ ચલાવે છે.

આ રેવિન્યુ સરવે ખાતાં પાછળ સંવત ૧૯૩૨ના વર્ષમાં દરબારશ્રીને લગભગ કોરીઆ (૩૮૦૮૩) આડત્રીશ હજાર, ત્રાશીનો વાર્ષિક ખર્ચ થયો હતો, અને તે સીવાય આજમ વસુલાતી અધિકારી સાહેબની દેખરેખ નીચે કામ કરનાર ખાનગી મોજણીદારોનો એજ વર્ષમાં કોરીઆ (૧૦૦૨૮) દશ હજાર, અઠ્ઠાવીશનો ખર્ચ થયો હતો,

સરવે ખાતાથી શું શું ફાયદા થાયછે. અને તે ન હોવાથી કેટલું નુકશાન થાયછે. તે, તથા મે૦ કરનાન્ડિસ સાહેબ સરખા ચાલાક. અને પ્રમાણીક અમલદારની એવા કામમાં કેટલી જરૂરછે, એ વિગેરે હરકત આનીચેની કવિતાથી જણાશે.

દોહરા.

નથી જમિન માપીજ જ્યાં. ત્યાં વીઘોટિ ન થાય;
કદિ અટકળથી જો કરે. તો ભરતાં ભૂલાય ૧
૧ રેહ પડે જન રાંકને. સબળાં ને સુખ થાય;
ફાવિજ નએ ફાંસિઆ. એ મોટો અન્યાય ૨
શેઢા કારણ સર્વથા. તુરત થાય તકરાર;
ક્લેશ કુસંપ વધે ઘણો. વધતાં વારમવાર. ૩

છપ્પો.

ઘરે કુસંપે દામ, કશું શુભ કામ ન સુજે;
જામ જયમ થાએ જેર. તેમ આકેરા ઝૂઝે
જો જાદવનું કુળ, કુસંપથિ કાળે ખાધું
વળી હિંદુનું રાજ, અવરને એમજ ૨ લાધ્યું
બહુ ક્લેશ કુસંપ થકી થયે; અધિપતિ! એમજ જાણિને
કટ મટાડવા નિજ મુલકથી, કુસણી કમ્મર તાણિને ૪

ચોપાઈ

વિનાકારણે વાધે વેર, પડતા વાંધા ઘેરા ઘેર;

---

૧ નુકશાન ૨ મળ્યું

વળિ વાવતાં વાંધો પડે, મુશ્કી વાવણિયાં ભેગ્ર અડે;
કરિ કજીઆ ફરિયાદી થાય, તજી કામને ૩ ધોધા ખાય;
પછી વાવણી પાછળ પડે. નાવે નીપજ ન તે રડે.

**દોહરો.**

એ આદીક ઉપદ્રવો, દેશથિ કરવા દૂર;
મોજણિની આ મુલકમાં, જાણો ખૂબ જરૂર. ૧

**સોરઠો.**

થતા ફાયદા જેહ, મોજણિથી આ મુલકમાં;
કહું વિસ્તારી તેહ, હું જાણું છું જેટલા. ૨

**છપ્પો**

સંખ્યા સકળ જણાય, જમિનની જેથી રહેલી;
પરત બંધી પરમાણુ, થાય વળિ તેથી વેલી;
ઝાડ ખીડ કે ઉજડ, જમિનના ગુણ જણાએ;
ઊપજનો આકાર, ગણતરી તુરત ગણાએ;
વળિ આબાદીમાં અતિજ છે, સહાય ખપ સરવે તણો
બંધાદિક જનહિત કામમાં; છે ઉપયોગ અતી ઘણો.

**સોરઠો**

નકશાથી નિજદેશ, વળિ સહુ હદ વરતાય છે;
જાણો જરૂર હમેશ, માટે મોજણિ કામની. ૧

---

૩ આંટા ફેરા

## દવા ખાનાં.

ભાવનગર સંસ્થાનમાં કેટલાએક દેશી વૈદ્યો શારિર. કે વૈદક વિદ્યાના સંપૂર્ણ જ્ઞાન શિવાય, મોટા વૈદ્યપણાનો ફાંકો માત્ર ધરાવી, બજારમાં કે ઘર આગળ ઔષધિની દુકાનો માંડી બેઠેલા. દરદી લોકોના દરદને તેઓ જાણ્યા વિના ઔષધ આપતા, અને તેથી કોઇ વખત દરદીઓને ઉલટી વધારે હરકત થતી.

એવા વૈદ્યો ઉપર દરદિ લોકોનો ભરૂસો આવતો નથી, અને તેથી બિચારા રોગ ગ્રસ્ત મનુષ્યોની પુરી હેરાનગતી થતી.

મેહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે ઉપરની બાબતમાં પોતાનું પૂરતું લક્ષ આપી, તેને માટે યોગ્ય ઇલાજો કામે લગાડવા સરૂ કર્યા.

પ્રથમ ભાવનગર શેહેરમાં એક મજબૂત ડિસ્પેન્સરી, યાને દવા ખાનું દરબારશ્રી તરફથી ઉઘાડ્યું. અને તેમાં તમામ જાતના રોગી માણસોને માટે મફત દવા આપવાનો ઠરાવ કર્યો.

આ દવાખાનામાં ઘણું કરીને તમામ જાતની વિલાયતી દવા વાપરવામાં આવે છે, અને તેના ઉપરી અધિકારી વિદ્વાન ડાક્ટર બરજોરજી બેહેરામજી એલ૦ એમ૦ ને નીમવામાં આવ્યા છે.

જે દેશી વૈદ્યો કે ઇંગ્રેજી ડાક્ટરો પૈસા લઇ દવા આપે છે, તે માંના કેટલેક, વખતે દગાખોર હોય છે. દરદિ લોકોને પૈસાની લાલચ થી તેઓ જલદી, અને જોઇએ તેવો આરામ કરતા નથી, અને

તેથી તે ગરીબ બિચારાં દરદીઓ બહુજ રીબાતાં છતાં, તેઓના ફાં સામાંથી છુટી શકતાં નથી.

ઉપર લખેલાં દરબારી દવાખાનામાં કેટલાંએક નિરવારસ જેવા અત્યંત બિમાર માણસોને ત્યાંજ રાખી મહાવજત કરવામાં આવે છે, તેઓને ખોરાકી પોશાકી દરબારશ્રી તરફથી મળે છે, અને તેઓની દરવખત સંભાળ રાખવાને માટે તેમાં કેટલાંએક માણસો પણ નીમેલાં છે.

આ ડિસ્પેન્સરી શીવાય મહુવા, કુંડલા, તળાજા, શીહોર. વીગેરે મુખ્ય મુખ્ય પેટા મહાલોમાં પણ દરબારશ્રી તરફથી દવાખાનાં ઉઘાડવામાં આવેલાં છે, અને તેમાં તમામ લોકોને મફત દવા આપવામાં આવે છે.

કેટલાંએક પાપી માણસો કોઇ વખત બીજાં માણસને ઝેર આપવાથી મારી નાંખે છે. ત્યારે તેઓની ચોકસ તપાસને માટે આવાં દવાખાનાંની પૂરી જરૂર છે.

દવાખાનાંના ડાક્ટરો રસાયન શાસ્ત્રની, અને કેટલાએક ઉપયોગી યંત્રોની મદદથી, શરીરમાં પ્રસાર થએલાં ઝેરને નિરાળું કરી જોઇ શકે છે. તેથી એ ગુન્હો ઝેરથી થએલો છે કે નહીં, તે માનવાને પાકું કારણ મળી આવે છે, માટે આ દવાખાનાં પોલીસને પણ ઉપયોગી છે.

ભાવનગર સંસ્થાનમાં તમામ દવાખાનાંમાં વપરાતું ઔષધ, તેના ઉપરી ડાક્ટરો વિગેરેના પગારના મળી સંવત ૧૯૩૨ના વર્ષે

માં દરબારશ્રીને લગભગ રૂપીઆ (૨૨,૮૭૩) બાવીશ હજાર, આઠશે સીતોતેરનો વાર્ષિક ખર્ચ થએલો હતો.

દવાખાનાંથી થતા લાભ વિષે, તથા તેની જરૂર વિષે, અને તે નહીં હોવાથી થતાં નુકશાન વિષે કેટલીએક હકીકત આ નીચે કવિતા રૂપે વર્ણન કરવામાં આવશે.

### ભુજંગી છંદ.

પિડા પામતા દેખિને પાળવાને,
મહા રોગ તે મૂળથી ટાળવાને;
દયા દાન દેવા દિલે સૌ વિચારો
જનો દહિને દર્દમાંથી ઊગારો. ૧
જુઓ દેશ મધ્યે જનો દુઃખ પામે,
કુડા વ્યાધિની વેદના ક્યાં વિરામે ?;
વડી વૈદ્યશાળા વિવેકે વધારો;
જનો દહિને દર્દમાંથી ઊગારો. ૨
હમેશાં હજારો દુખી લોક દેખી.
વ્યથા સર્વની ચિત્તમાં તુલ્ય લેખી
દુખી જેમ તેને દિસે દુખ ભારે.
જનો દહિને દર્દમાંથી ઊગારો. ૩
કડા દેવ રાખો દયા દાન માટે.
ગણો અન્યના જીવને જીવ સાટે;
ખાગુ ભલી સદ તેને સુધારો,

જનો દરિદ્રિને દર્દમાંથી ઉગારો. ૪
વધે રોગ તો ભોગ એકે ન ભાવે;
નહીં દ્રવ્ય આગુ કશે કામ આવે;
શરીરે સુખી સુખ જાણો હજારો;
જનો દરિદ્રિને દર્દમાંથી ઉગારો. ૫
ખરે ઔષધો રાખવાં શુદ્ધ સારાં;
વિના જેથિ પામે ન રોગી બિચારાં
દયા દાન એ સર્વથી ધર્મ સારો
જનો દરિદ્રિને દર્દમાંથી ઉગારો ૬
નહીં હોય પૈસો કદી પાસ જેને;
નશાની દશે તંદુરસ્તીજ તેને;
ગણો સર્વથી તે ખરો સુખિયારો;
જનો દરિદ્રિને દર્દમાંથી ઉગારો. ૭
ધનાઢયો ! તમે સૌ ખરો ધર્મ જાણો
દુખી દીન દેખી દયા દીલ આણો;
નહીં વાત આ ચિત્તમાંથી વિસારો,
જનો દરિદ્રિને દર્દમાંથી ઉગારો. ૮

દોહરા.

ઔષધ શાળાની જનો !, જાણો જરૂર હમેશ;
એથી અતિ સુખ ઊપજે, સંશય સમજ ન લેશ. ૧
જે રાજાના રાજમાં, પ્રજા પામશે કલેશ;

તો તેથી તે ભૂપની, વધે ન કીર્તિ વિશેષ;
નરેંદ્ર પદને તો નક્કી, ઘટે અહર નિશ એમ;
તમામ ચિત ચિંતા તજી, થાય સુખી જન જેમ. ૧૧
રાજદ્રવ્ય સાર્થક થશે, કરતાં આવાં કાજ,
ખરો પુણ્યનો માર્ગ જન !, એ પણ સમજો આજ. ૧૨
જ્યાં વૈદક શાળા નથી, ત્યાં દુખ અપરમપાર,
રોગી જન રઝળી મરે, ખરે થાય તે ખ્વાર. ૧૩
વ્યાધિ વિદારણ વૈદ્યની, અવશ્ય અતિશય જાણ;
દરદીતણાં દયા ધરી, જે રાખે પ્રિય પ્રાણ;
સદા સુજન પરસીવલે, કરિને આવાં કામ;
દશ દિશ યશ દર્શિત કર્યો, તમામ ગામેગામ. ૧૫

---

## મ્યુનિસિપાલિટી.

મેહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે બીજાં ખાતાઓ ની જેમ ઘટતી વ્યવસ્થા કરી, તેમ તેનીજ સાથે તેઓએ શેહેર સુધરાઇ યાને મ્યુનિસિપાલિટીનું કામ પણ સ્થાપન કર્યું. એ ખાતામાં જોઇતી દેખરેખને માટે મેમ્બર, સેક્રેટરી, ચેરમેન, વીગેરે અમલદારો નીમી, તે કામને સારા પાયા ઉપર આણ્યું.

શેહેરના સરીયામ રસ્તાઓ ઉપર મજબૂત સડકો બાંધી તેના ઉપર શિયાળાની, અને ઉનાળાની મોસમમાં દિવસમાં બે વખત પાણીનો છંટકાવ કરવા સુરૂ કર્યો.

આનગી ગલિયોમાં પોતે જાતે જઇ, ગરીબ લોકોને કેટલીએક અડચણો હતી તે દૂર કરી.

ઠેકાણે ઠેકાણે રાત્રિના વખતમાં દીવા મૂકવાનો ઠરાવ કર્યો, તે એવી રીતે કે, એક જગોએથી દિવાના પ્રકાશની હદ નજીક જતાં દરમિયાન, બીજા દિવાનો પ્રકાશ રસ્તે ચાલતા લોકોના ઉપયોગમાં આવે.

જાહેર રસ્તાઓ દર રોજ વાળીને સાફ રાખવા માંડયા, કચરા પુંજા વીગેરેને માટે ચકલે ચકલે લાકડાંની પેટીઓ બનાવી રખાવી, તેમજ ગંદકીવાળું પાણી નાંખવાને માટે ભોંયમાં ખાડા ખોદાવી તે ઉપર જાળી વાળાં ઢાંકણાં કરાવ્યાં; અને એવા કુવા પણ કચરા પેટીની સાથે ગલીએ ગલીએ કરાવ્યા.

લોકોની કુદરતી હાજતોને માટે તેઓએ પાયખાનાં તથા પેશાબની કોટડીઓ કરાવી, અને તેને એક દિવસમાં બે વખત સાફ કરવા સારૂ પુરતી સંભાળ રખાવી.

ઉપર મુજબ ગોઠવણ કરી, ત્રણ માસની મુદત સુધી મહેરબાન ટી૦ આર૦ ફરનાન્ડિસ સાહેબ વિગેરે સદ્ગૃહસ્થોને સામેલ રાખી, પોતે જાતે ચેરમેનનું કામ કર્યું. અને ત્યારબાદ એ કામ કેમ ચલાવવું. એ વિષે ઘટતી કાળજીથી બીજા અમલદારોને તેમણે પુરતી રીતે વાકેફગાર કર્યા.

આ ખાતું નીકળવાથી કેટલીએક પડીગએલી ઇમારતોને ફરીથી ચણાવતાં, અગર તેમાં ફેરફાર કરતાં, તેના પાયા વિગેરે અ-શન, વગેરે સંબંધી જે વારંવાર તકરારો ઉઠતી, તે તદન બંધ થઇ,

મુજબ, કે આ ભાગનું ફરી, કોઈ પણ ચણાવેલી પ્રાચીન ઇમારતને તેમાં ફેરફાર થવા અગાઉ તેની મૂળ સ્થિતિનો નકશો કરી લેવામાં આવે છે.

ભાવનગર શહેરમાં પ્રથમ કોઈ જગોએ આગ લાગતાં તો તે આગ બંધ પાડવાને માટે જોઈએ તેવાં સાધનો નહિ હતાં. પણ હાલમાં એવા બનાવને માટે શહેરની મુખ્ય મુખ્ય જગોએ બંબા રાખવામાં આવેલા છે. કે કોઈ પણ જગોએ આગ લાગવાના ખબર મળતાં તે બંબાનો ઘટતો ઉપયોગ કરી, પોલીસ અને મ્યુનિસિપાલિટી મળી આગ જલદીથી બંધ પાડે.

શહેરમાંથી બહાર પરાંમાં કે વડવામાં જવાને માટે કોટમાં ફક્ત ચાર મોટા દરવાજા અને બીજી ન્હાની બારીઓ શિવાય બીજી નીકળવાની જગો નહિ હતી. અને તેથી લોકોને આવવા જવાની બાબતમાં બહુજ હરકત પડતી. જેથી કોઈ પ્રસંગે કોઈને તાકીદથી જવું આવવું હોય, તો તેઓ પણ ઊપરની જગોએથી જતાં આવતાં, આમ થવાથી ચાલવું વધારે પડતું અને વખત ઘણો લાગતો.

ઉપરની હરકત દૂર થવા માટે મેહેરબાન સાહેબ મોસુફે ગઢમાં જ્યાં જ્યાં જરૂર જણાયું ત્યાં ત્યાં નવી બારીઓ પડાવી, તેમજ શેહેરનાં ખાનગી ભાગોમાં પણ કેટલાએક નવા રસ્તાઓ કરાવ્યા. કે જેથી લોકોને એક જગોએથી બીજી જગોએ જવા આવવાનું ઘણું જ સુલભ થયું.

કેટલાએક જાહેર રસ્તાઓ ઉપર સડકની બન્ને બાજુએ

જુદી જુદી જાતનાં ઝાડો રોપાવ્યાં, અને તેને સુશોભિત કરાવ્યા.

ખુદ ભાવનગર શહેરમાં ઉપર મુજબ મ્યુનિસિપાલિટીની ગોઠવણ થયા બાદ ક્રમે ક્રમે તેઓએ મહુવા, કુંડલા, લીલિયા, ઉમરાળા, બોટાદ, ગઢડા, સીહોર, અને તળાજા વીગેરે પેટા મહાલોમાં પણ એ ખાતું દાખલ કરી યોગ્ય પ્રકારે કામ ચલાવવા માંડ્યું.

સંવત ૧૯૩૨ ની સાલમાં આ ખાતાની રૂપીઆ (૨૭૯૨૩) સતાવીશ હજાર નવશે તેવીસ ની ઉપજ આવી હતી અને એજ વર્ષમાં રૂપીઆ (૪૫૭૫૨) પીસતાલીસ હજાર, સાતસે બાવન નો ખર્ચ થયો હતો.

ઉપર લખેલી ઉપજ ભાવનગર તથા તળાજાની તરી અને જકાતમાં સુધારાની અમુક રકમ લેવામાં આવેછે તેથી થાયછે. બાકીના સાત મહાલોમાં એ બાબતનો તમામ ખર્ચ દરબારશ્રી તરફથી પુરો પાડવામાં આવે છે.

આ ખાતાથી કોલેરા જેવા ભયાનક રોગોનો ઘટાડો થયો. હવામાં સુધારો થયો, અને લોકોની તનદુરસ્તીને હરકત કરનાર બીજા શારીરિક ઉપદ્રવો શાન્તિ પામ્યા, શહેરની શોભામાં પણ દીવસે દીવસે વધારો થયો, અને હાલ એ ખાતું સારા પાયા ઉપર ચાલે છે.

દોહરો.

[illegible] સુખકર સદા, અવર ન એ સમ એક;
મહા ભયાનક શાન્તિ પણ, તેથી ગુણિ છેક. ૧

શ્વાસો શ્વાસ થતાં મળે, સ્વચ્છ હવા જો સાર;
રક્ત દોષ તનમાં નહી, તેથી થાય લગાર. ૨
વિવિધ વિચક્ષણ વૈદ્ય જન, આપે એ ઉપદેશ;
"સ્વચ્છ હવા શોષણ કરો, તો સુખ હશે હમેશ". ૩
વિષમ વ્યાધિ પીડિત જનો!, સ્વચ્છ હવા જો ખાય;
સ્વલ્પ વખતમાં સર્વથા, શરિરે સાજો થાય. ૪
સદા શરિર કસરત કરે, ફરે હવામાં જેહ;
દેહ દુખી નહિ દેખશો, સદૈવ સુખિયો તેહ. ૫
શરિરે સુખતો સુખ સદા, દુખથી દુઃખ ગણાય;
બહુ ધન મનમાં રોગિને, જોતાં વ્યર્થ જણાય. ૬
વિવિધ કદી વૈભવ હશે, પૂત્ર પૌત્ર ઘર દાર;
પણ રોગી જન જાણશે, દુખ મય સૌ સંસાર. ૭
તન સુધરે મન સુધરશે, વધશે નીતિ અપાર;
જરૂર હવાની જગતમાં, જન જાણો આધાર. ૮
(તેમજ) અટકે ઇમારત તદા, બહુ નુકશાનજ થાય;
મિસ્ત્રી કડિયા મજુરનાં, બેઠાં રોજ ભરાય. ૯
નહિ મોશમ વરસાદની, આવે જો કદિ પાસ;
આ ભારે પડવાતણો, અતિશય થાય ઉદાશ. ૧૦
સાક્ષી કારણ સર્વને, કહેવું કર્યા કર્યા પેર;
"અકસ્માત અમને અતિઘણી, મનમાં આણો મ્હેર."
નમવું ન્યાયાધિશને, કરવા જલદી કામ;

વાર વધારે થાયતો, દોઢા બેસે દામ. ૧૨

વળી વકિલને આપવું, નાણું થઇ નિરૂપાય;
એ રીતે જન અતિ ઘણાં, મન મધ્યે મુંઝાય. ૧૩

છપ્પો.

જ્યારે મન મુંઝાય, અક્કલ એકે નવ સુજે;
વિમળ શાસ્ત્રની વાત, બુદ્ધિથી તે નવ બુજે.
મતી થાય છે મંદ, દિલે દુઃખ અધિકું આવે;
નાવે ઊંઘ નિરાંત, ભૂખ ભોજન નહિ ભાવે.
વળિ દુઃખથી દિશ સૂઝે નહીં, ગભરાએ મન અતિ ઘણું;
છે અનુભવિ તે જન જાણશે, "દરદી દુખ દરદી તણું." ૧૪

મનહર છંદ.

હરવાને કષ્ટ સ્પષ્ટ હુકમ હજુર થકી,
દીધો તતકાળ સુધરાઇના અધિકારીને;
કરયો નકશો જાહિર બારણાંના ચિન્હ સાથે,
પાયા ખુણા આંટ સાથે રાખ્યો સંભારીને;
થાય નહીં કલેશ લેશ હુલાસ હમેશ વધે,
કર્યું કામ આમ એ વિવેકથી વિચારીને;
પ્રસીતવે પ્રીત ધરી સુગમતા સારી કરી;
વળી જન રાખ્યાં કેક આમથી ઉગારીને. ૧૫

સોરઠા

અટકાવા આ વાર, વળી વ્યથા વન્હિ તણી;

તુરત કર્યાં તૈયાર, બહુ બંબા પાણી તણા. ૧૬
જન હિત કારક કામ, અવર અનેક તરેહનાં;
કીધાં તુરત તમામ, શ્હેર વિષે સુખદાઇનાં. ૧૭
કરતાં કામ તમામ, "જોઇન્ટ ચાર્જે" સાથે મળી;
પણ એમાં અભિરામ સંમત શામળદાશનો. ૧૮

દોહરા.

પરસીવલ ! પર દુખ હરણ !, બહુ પરમારથ કીધ;
રે શાણા સરદાર ! તેં, આ જગમાં જશ લીધ. ૧૯
અતિ કીધા ઉપકાર તેં, ગણતાં તે ન ગણાય;
પરસીવલ ગુણ પ્રેમથી, ગામે ગામ ગવાય. ૨૦
પર મુલકોમાં પરવરી, પાળક થયો ધરિ પ્રેમ;
જુઓ જનો ! આ જગતમાં, અતિ યશ મળશે એમ. ૨૧
શ્હેર સુધાર્યું સ્નેહથી, મનમાં આણી મ્હેર;
સદૈવ સુખ શાન્તિ કરી, નોતમ લીલા લ્હેર. ૨૨

---

## જંગલ ખાતું.

ભાવનગર સંસ્થાનમાં પ્રથમ ઝાડ પાનની અછત હતી, તથા મહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે તે વિષે ઘટતો બંદોબસ્ત કર્યો.

આ સંસ્થાનમાં જયાં જયાં જમીન પડતર અને રસાળ જણા ઇ ત્યાં ત્યાં ખાતરીયનો કરાવ્યાં, અને તેમાં સાગ, આંબા, કેળ, ના-

ધ સારી સ્થિતિમાં છે. આ શીવાય એ પ્લાટિશનમાં (૧૪૫૦૦૦) એક લાખ, પીસતાળીશ હજાર. કેળા ઉગેલી છે. સહુથી સરસ પ્લાટિશન આ છે, અને તેમાં હાલ બીજાં (૧૦૦૦૦૦) એક લાખ નાળીએરી મંગાવી વાવવામાં આવેલાં છે.

આ ખાતાં પાછળ સંવત ૧૯૬૨ના વર્ષમાં ભાવનગર દરબાર શીને લગભગ રૂપીઆ (૮૦૮૫૭) એંશી હજાર, આઠશેં, સતાવન નો, વાર્ષિક ખર્ચ થયો હતો.

જ્યાં ઝાડ પાનની વધારે ભરતી હોય છે ત્યાં હવા સ્વચ્છ અને શુખાકારી હોય છે, વળી ગરમીના દિવસોમાં લોકોને આશ્રય લેવાને તે એક મજબુત સાધન છે. અને તડકાના બળતા મુસાફરને એથી વિસામો મળે છે, ટુંકામાં ઝાડ પાનથી કુદરતી દેખાવનો વધારો થાય છે, અને સૃષ્ટિની ખરી સૌંદર્યતા પણ એથીજ જોવામાં આવે છે.

દોહરા.

ઝાડ પાન ભરપૂરથી, શોભે દેશ વિશેષ;
માટે અતિશય એહની. જાણો જરૂર હમેશ. ૧
મન રંજન વનમાં સદા, વસે પક્ષિ બહુ વાસ;
જેના સ્વર મધુરે કરી. ઉપજે ચિંત ઉલ્લાસ ૨
વિવિધ વનસ્પતિથી મળે. ફળ ફુલ સ્વચ્છ સદાય;
સ્વાદુ મીષ્ટ ફળ જન સહુ, પ્રીત કરીને ખાય. ૩
મંદ સુગંધી પુષ્પ જ્યાં, શીતળ વાયુ વાય;

શોક દહન મન ત્યાં જતાં, શીઘ્ર શાન્ત થઇ જાય. ૪
શુક સ્વર ત્યાં શ્રવણે સુણી, સદાય ચિત હરખાય;
મયૂર કૃતિ અદ્ભૂત પણ, રે ! જન ત્યાંજ જણાય. ૫
ચિત્ર વિચિત્રજ પક્ષિયો, વનમાં હોય હમેશ;
જે નિજ કાર્ય કર્યા કરે, કદી ન ધરતાં ક્લેશ. ૬
વિલોકશો વન વૃક્ષશો, લક્ષ રાખિ જન નેહ;
પ્રભુ ગતિ ગહન પિછાણિને, અફલ ધરશો એહ. ૭
"રજમાંથી પ્રભુ ગજ કરે", તે ત્યાં તુરત જણાય;
કિંચિત બીજથિ કારમું ઝાડ પ્હાડ સમ થાય. ૮
વિશ્વંભર પ્રભુ વિશ્વના, પોષણ કારક જાણ;
વનવાસી ખગ મૃગ થકી, અનુભવમાં જન ! આણ. ૯
ભાવનગરના રાજમાં, કીધા બાગ અથાગ;
જેમાં આંબા, કેળ, શુભ, નાળિએર, ને સાગ. ૧૦
કારણ તેનું જાણજો, પરસીવલ પરમાણ;
જે ડાહ્યો દરિયાવ દિલ, સર્જન તથા સુજાણ. ૧૧

---

## આબાદી ખાતું.

ભાવનગર સંસ્થાનમાં હરેક રીતે આબાદી થવાના હેતુથી મહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબે આબાદી ખાતું સ્થાપન કર્યું, અને તેને દિનપ્રતિદિન સુધારવા વધારવા માટે પક્કા બંદોબસ્ત કર્યા—

આ ખાતાની તમામ કામકાજ એન્જીનીઅરના આજુ વગેરેના અધિકારી સાહેબના તાબામાં સોંપેલા છે. અને તેઓની નેક નિગાહ નીચે હાલ એ ખાતું કામએ તેની સુધરેલી સ્થીતિમાં ચાલે છે.

સાર્વજનિક લોકોપયોગને માટે તેઓએ કેટલા એક નવા કુવા કરાવ્યા. કેટલાએકનો જીર્ણોદ્ધાર કર્યો. કેટલીએક નવી વાવ્યો કરાવી. તેમજ કેટલાએક તળાવો પણ નવાં ગળાવ્યાં. આ શિવાય ખેતીવાડીના ઉપયોગને માટે પણ જ્યાં પાંચ કુવાઓ દરબાર તરફથી નવા ગળાવી તેને મજબુત રીતે બંધાવ્યા.

સંવત ૧૯૨૮ થી ૧૯૩૨ સુધીમાં નવી ખાતા બાંધી થતાં ૬૨ ગામના આ સંસ્થાનમાં એવું ઉપયોગી કામને માટે કુલ (૪૮૦) ચારસો એંશી, કુવા નવા ગળાવ્યા અને બંધાવ્યા.

સંવત ૧૯૩૨ ની સાલમાં ખેતીવાડીના કામને માટે (૨૫૩) બશે તેપન કુવા નવા કરાવ્યા. (૪૩) તેતાલીશ જુના હતા તે બંધાવ્યા. અને એક સારણ વળાવી, તેમજ સાર્વજનિક ઉપયોગને માટે પણ (૨૦) વીશ કુવા. (૧૬) સોળ વાવ્યો. અને (૩૪) ચોત્રીશ તળાવો નવાં કરાવ્યાં. તથા કેટલાએકને રીપેર કર્યાં.

આ શીવાય કેટલાએક મહાલો નજીકની મોટી નદિયોમાંથી સારણો વળાવી ખેતી વાડીના કામમાં લીધેલી છે. તેથી ખેતરોમાં ઘણોજ સારો પાક ઉતરે છે. અને વસ્તીની આબાદી રહે છે.

દુકાળના દિવસોમાં કુવા, વાવ્યો, અને તળાવો. વિગેરે ખેતીવાડીના કામમાં બહુજ ઉપયોગી થઇ પડે છે. ખરેખર, આબાદી

## દોહરો.

ખેતી સુધરવા કારણે, કરો કૂપ ને ન્હેર;
તેથી અન ફળ ઔષધો, પાકે બહુ બહુ પેર. ૧

## ભુજંગી છંદ.

પુરા પ્રેમથી સૌ પ્રજા પાળવાને,
ઉપાયો કરો સર્વ સંભાળવાને;
હમેશાં ખરૂં સૂખ તેથી જણાશે,
કહે વસ્તિ આબાદ તો લાભ થાશે. ૧
વધારો કળા શિલ્પની શિખ સારી,
સુખી થાય જેથી પ્રજા સૌ બિચારી;
અરે તે થકી દેશિનું દુઃખ જાશે,
કહે વસ્તિ આબાદ તો લાભ થાશે. ૨
કુવા વાવ ન્હેરો નદી સૌ ગળાવો,
૧ સુવાક્યો સદા દેશિને સંભળાવો;
થશો આળસૂ તો પછી સર્વ જાશે,
કહે વસ્તિ આબાદ તો લાભ થાશે. ૩
હમેશાં દિલે એક સદ્ધર્મ ધારો,
પછી બોધ મારો વિવેકે વિચારો;
કુસંપે જનો ખાંતથી બ્હાર થાશે.

---

૧ સારો બોધ. સારો ઉપદેશ.

હશે વસ્તિ આબાદ તો આબરૂ થાશે. ૪
જુઓ પૃથ્વિ છે કામદુગ્ધા સરીખી.
તમે આળસેં કાં ભરો પેટ ભીખી !
સુધારો હવે ખેતિનું કામ ખાંતે.
દુખી તો ન થાશો પછી કોઇ વાતે. ૫
૧ કળાથી સુધારો કૃષી કર્મ કોડે,
અહો સંપ સો સર્વથા દેશિ જોડે;
નહીં તો પછી હાલ બેહાલ થાશો.
અરે આર્ય લોકો ! ખતા ખૂબ ખાશો. ૬
પદાર્થો બધા ૨ ઉદ્ભિજ્જોના પિછાણો.
વ્યવસ્થા પછી જુક્તિથી સર્વ જાણો;
ધરો ધૈર્ય ને આ કરો કામ ચારો !.
સ્થિતી દેશની શિઘ્ર સર્વે સુધારો. ૭
જુઓ પૂર્વજોએ કર્યાં કામ કેવાં !
તમે હોંશ ધારી કરો હાલ એવાં;
ભલાં કામમાં હામથી સૌ ધસોને,
કૃષી ગૃહસ્થે કેડ ખાંતે કસોને. ૮

દોહરા.

પૃથ્વી નામ વસુંધરા, છે વસુથી ભરપૂર;

---

૧ પંચાદિકથી. ૨ વનસ્પતિના.

| | | |
|---|---|---|
| ૩ ગોઘા | ૧૧ ઘોલેરા | ૧૯ વલસાડ |
| ૪ જંબુસર | ૧૨ નવસારી | ૨૦ સોંહરાઇ |
| ૫ કંટારી | ૧૩ બીલીમોરા | ૨૧ સુરત |
| ૬ ડુંગર | ૧૪ ભરૂચ | ૨૨ હાંસોટ |
| ૭ તળાજા | ૧૫ ભગવા | ૨૩ કોલક |
| ૮ તવડી | ૧૬ મહુવા | ૨૪ દુવારકાં |
| | | ૨૫ બાવળ વાળી |

## કોકણનાં બંદરો.

| | | |
|---|---|---|
| ૨૬ મુંબઇ | ૩૨ તારાપુર | ૩૮ માહેમ |
| ૨૭ અગાસી | ૩૩ દેહ્યું | ૩૯ વસાઇ |
| ૨૮ ઉમરગામ | ૩૪ દંતુરા | ૪૦ ચેતલ |
| ૨૯ ઉમરસાડી | ૩૫ પનેવલી | ૪૧ વાંસવા |
| ૩૦ કલ્યાણી | ૩૬ બીમરડી | ૪૨ બાણકોટ |
| ૩૧ કારવાડ | ૩૭ મનોર | |

## મદ્રાસનાં બંદરો.

| | | |
|---|---|---|
| ૪૩ કલીકોટ | ૪૫ કોચીન | ૪૭ નડાણી |
| ૪૪ કુટાન્ડી | ૪૬ તાનુર | ૪૮ પોતાંની |
| | | ૪૯ કુઇલેડી. |

## સિંધનાં બંદરો.

| | |
|---|---|
| ૫૦ કરાંચી | ૫૧ કેટી |

# પર રાજ્યનાં બંદરો.

| | | |
|---|---|---|
| ૧ ગોવા | ૭ બસરા | ૧૩ લખપત |
| ૨ જોડિઆ | ૮ માંડવી | ૧૪ શીયાળ બેટ |
| ૩ જાફરાબાદ | ૯ લંકા | ૧૫ માધવપોર |
| ૪ દમણ | ૧૦ વેરાવળ | ૧૬ નવું બંદર |
| ૫ દીવ | ૧૧ નવી બંદર | ૧૭ મસ્કત |
| ૬ પોરબંદર | ૧૨ સલાયા | ૧૮ મેરાઇ |

ઉપર દરસાવેલાં ભાવનગર સંસ્થાનનાં છ બંદરોમાં થઇ સંવત ૧૯૩૨ની સાલમાં અનાજ, તેલ, ઘીઇ, સુકો મેવો, ખાંડ, સાકર, ગોળ, કપડું, સુતર, કાઠ, ત્રાંબા પીતળનાં પત્રાં, લોઢું, તથા સોનું રૂપું અને રોકડ વિગેરે મળી કુળ (૮૫૧૭૪૮૮) પંચાશીલાખ, સતર હજાર, ચારસો અઠ્ઠાશી. રૂપીઆના માલની આમદાની થએલી, અને એજ સાલમાં રૂઉ, ઉન, અનાજ, સુતર, વિગેરે બીજો પરચુરણ શામાન મળી કુળ (૧૨૭૪૦૨૬૦) એક કરોડ, સતાવીશલાખ, ચાળીસ હજાર, બસેં સાઠ. રૂપીઆના માલની રવાનગી થએલી. એ ઉપરથી જણાય છે કે એ સાલમાં આમદાની માલની રકમ બાદ કરતાં રૂપીઆ (૪૨૨૨૭૭૨) બેતાળીશ લાખ, બાવીશ હજાર, સાતસેં બોહોતેરના માલની વધારે રવાનગી થઇ હતી.

તરી અને ખુશકી જકાતની બાબતમાં ઘટતી ગોઠવણ થવાથી સંવત ૧૯૨૭થી ૧૯૩૨ સુધીનાં પાંચ વર્ષોમાં આમદાની તથા રવા

નગી થએલા માલમાં કરેલો રૂપીઆની રકમનો વધારો થયો. અને લોકોને વેપાર રોજગાર કરવાની ઉલટ વધી.

ભાવનગરનાં તમામ બંદરોમાં આવતા વિલાયતી કોયલા, સોડાના યંત્રો, જીવતાં જાનવરો, પુસ્તકો, ઇંગ્રેજી દવા, સાહેબ લોકોને વાપરવાનો શામાન, શાક ભાજી વગેરે લીલા મેવો, ઝાડના રોપા, ઇત્યાદીક શામાનની જકાત દરબાર શ્રી તરફથી માફી કરવામાં આવી છે. તેમજ અનાજ, ઘી. રૂ વીગેરે ખુશકી રસ્તે આવતા માલમાં પણ કેટલું એક લેવાણુ દરબારશ્રી તરફથી માફ થએલું છે.

આ શીવાય વાહાણની દલાલી, હુંડીની દલાલી, વીમાની દલાલી, વસાણાની દલાલી, દાંણાની દલાલી, પીંજણ, વેતરૂં, કસબ વેચવાનો, પાઘડીમાં કસબના છેડા નાખવાનો, ઇત્યાદીક અનેક બાબતોના મજરા આપાતા તે, અને જમીનના વેચાણ ઉપરના દરબારી ચોથ વિગેરે કેટલાએક દરબારી હક માફ કરવામાં આવ્યા અને કેટલાએક ઘણાજ ઓછા કરી નાખવામાં આવ્યા કે જેથી દિવસે દિવસે વેપાર રોજગારમાં આબાદી થતી ગઇ.

ખેડુ લોકો રૂ વેચવા લાવે તેમની પાસેથી વેચાણ લેનાર વેપારી ધરમાદા વિગેરે કેટલાએક લાગાનું રૂ લેતા, તેમજ તોલમાં પણ વધારે લેતા, તે હરકતથી રૂ વેચવા આવનાર ખેડુઓને મુકત કરવા, તથા રૂમાં ભેળસેળ અથવા દગો નહીં થવા દેવાની ખબરદારી રાખવા સારૂ, ભાવનગર, અને મહુવા, એ બે જગોએ,

દરબારશ્રી તરફથી કોટન ઇન્સ્પેક્ટરો, અને રૂનું બરાબર તોલ થવા માટે તોલાટ કારકુનો રાખવામાં આવેલા છે. રૂ વેચવા આવનાર ખેડુઓ પાસેથી વેપારી લોકો લાગાનું રૂ લેતા તેનો પણ નિયમ કરી આપેલો છે. કોઇ ખેડુ રૂમાં દગો કરીને વેચવા આવ્યાનું માલુમ પડે, તો તેની તપાસ થઇ યોગ્ય શિક્ષા કરવામાં આવે છે, આ પ્રમાણે બંદોબસ્ત થવાથી એ બંને જગોએ કાઠીઆવાડના ઘણા દુરના ભાગોમાંથી રૂનાં ગાડાં વેચાવા આવે છે. એ ગાડાં આવવાના આ સંસ્થાનની હદમાં જેજે મોટા રસ્તાઓ છે તે મોસમની વખતે દરબાર ખર્ચે દુરસ્ત કરાવી તેના ઉપર ચોકીના બંદોબસ્તને માટે યોગ્ય અંતરે દરબારશ્રી તરફથી સ્વાર રાખવામાં આવે છે. કુંડલા અને મહુવાની વચ્ચે, તથા ભાવનગર અને ઢસા વચ્ચે સડક બાંધેલી છે. તે શીવાય બીજી કેટલીએક નાની સડકો બાંધેલી છે. તેથી રૂ વગેરે માલનાં ગાડાં આવવા જવાને તથા રાહમુસાફરોને સુગમતા થએલી છે.

રાજ્યના બંદરે પ્રથમ ગાંસડી બાંધવાને માટે સંચો નહિ હોવાથી રૂની ગાંસડીઓ ચડતી નહોતી, તેથી હાલમાં દરબારશ્રી તરફથી યોગ્ય ખર્ચ કરી તે જગોએ સંચાનું સારૂં મકાન બંધાવી તૈયાર કરેલું છે. ભાવનગર શેહેરમાં રૂની પાકી ગાંસડી બાંધવાને માટે ચાર પ્રેસો અંગરેજ વેપારીઓ તરફથી ચાલતા કરેલા છે, અને તેમાંના એક પ્રેસમાં સંચાની મદદથી સુતર કાંતવાનું અને કપડ વણવાનું કામ પણ ધમધોકાર ચાલે છે. સાકર બના

વાનાં ખાર, અને સંચા બનાવવાના વગેરે કારખાનાં ભાવનગર શેહેરમાં કેટલાએક વખત થતાં આવે છે. શીવાય માટીની બરણીઓ ચીનાઈના જેવીજ બનાવવાનું એક મોટું કારખાનું પણ હાલ અહીં શરૂ થએલું છે.

ભાવનગર સંસ્થાનમાં ઘણી આગી જગોએ જમીનના અંદરથી પથ્થરની ખાણો ખોદવામાં આવે છે. અને તેમાંથી ઘણાજ સારા પથ્થરો નીકળે છે તે ઇમારતો બાંધવાના કામમાં લે છે, બાહર દેશાવર ખાતે પણ આ પથ્થરો લોકો જથાબંધ લઇ જાય છે. આખા સંસ્થાનમાં આશરે કુલ (૬૩) ત્રેસઠ ખાણો છે, અને કુંડલા પ્રગણાના અમરાપરા ગામની ખાણમાંથી આરસના પથ્થરો નીકળે છે.

હરેક રીતે આ રાજ્યને સારા પાયા ઉપર આણવા સત્તાધીશ રિયા તરફથી બનતી કોશીશ કરવામાં આવે છે. દરેક બંદર ઉપર ડક્કા અને દીવા દાંડીઓ બનાવી છે. અને કેટલીએક જગોએ ખાડીમાં મોટાં વાહાણ સેહેલાઇથી આવી શકે એવા હેતુથી મોટે ખરચે ખાડીઓ ખોદવી દુરસ્ત કરી છે. બંદર ઉપરનો માલ ગામમાં લઇ જવા, અને ગામમાંથી બંદર ઉપર લાવવાનું સુગમ થવા માટે છેક ખાડી નજીકથી ગામ સુધી મજબુત સડકો બંધાવેલી છે. અને તેને યોગ્ય વખતે રીપેર થવા જોઇતી કાળજી રખાય છે.

આ આપણો હિંદુસ્તાન દેશ પ્રથમ કેવી સાહેબી ભોગવતો, તેનો દમામ કેવો હતો, અને તે જગતમાં કેવો પ્રસિદ્ધ ગણાતો, તે

આ નીચેની કવિતાથી જણાશે. દૈવ યોગે તે દેશ હાલ પાયમાલ સ્થિતિએ પહોંચ્યો. ધંધા રોજગાર ભાંગી પડયાં. લોકો અવિદ્વાન અને દુરાચારી થયા. દરમિયાન ઇશ્વર કૃપાથી આપણા ઉપર ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયું. તેથી હવે કંઇક આ દેશના સુખ સૂર્યનો ઉદય થશે એવી આશા બાંધી શકાય છે. દેશિ રાજાઓ પણ હવે વિદ્યાભ્યાસ કરી સુધરતા જાય છે. અને ઇંગ્રેજ સરકારની દેખા દેખીથી તેઓ પોતાના દેશને આબાદ કરવા ઉત્સુકત થવા લાગ્યા છે.

જેમ ભાવનગરના રાજ્યના સત્તાધિકારિયો પોતાનું રાજ્ય આબાદ કરવાને ઘટતી કોશીશ કરે છે. તેમ જો આખા કાઠિયાવાડના દેશિરાજાઓ એકસંપથી પોતાનો દેશ આબાદ કરવા ધારે, તો બેશક ઘણાજ થોડા વખતમાં તેઓ તેમ કરી શકે. અને તેમ થવાથી ખરેખર રાજા અને પ્રજા બન્ને કૃતાર્થ થશે. એમ સમજવું.

હરીગીત છંદ.

ઇશ્વર કૃપાથી પ્રથમ આ શુભ દેશ બહુ સુખિયો હતો,
કરિ વિજય આ અવની વિશે પોતેજ પૂર્ણ પ્રકાસતો.
ધન ધાન્ય વૈભવમાં કશી, વાતે કમી નહિ જ્યાં હતી,
જેની પ્રજાના શૌર્યની જગમધ્ય શોભા છાજતી. ૧
જ્યાં આર્ય પુત્ર પરાક્રમો કરિ પ્રબળ યશને પામતા,
વિદ્વાન ભૂપ અશોક, નળ ને રામ તે પણ ત્યાં હતા.
કવિ રત્ન કાલીદાશ એ પણ આજ દેશ વિશે થયો.
જ્યાં પ્રબળ પર્શુરામ કરિ શુભ કામ જઇ સ્વર્ગે રહ્યો. ૨

તે આર્ય દેશ અરે ! હવે દુઃખનાજ દરિયામાં પડયો.
હાથી પડે જયમ કીચમાં અ તેજ તે તેમાં સડયો.
બહુ હાલ આ બેહાલ નહિ કહિં માલ જ્યાં જોતાં રહયો,
કલ્પાન્ત દુઃખિ મુજ દેશિનો મુખથી ન તે જાએ કહયો. ૩
ઉદ્યોગ વણ થઇ આળસુ ભૂખ્યા જનો ભટકી મરે,
કઇ કાશદું કરિ દાસ થઇ દિનતા ધરી દુઃખમાં ફરે.
પર દેશિ માલ પ્રસાર થાતાં દામનું નામજ રહ્યું,
અતિ દ્રવ્ય દેશિ લોકનું પરદેશને પંથે ગયું. ૪
વિદ્યા સુસંપ સ્વદેસવત્સળતા નહીં જોતાં જડે,
વણ ઉદ્યમી લોકો ઘણા પશુ તુલ્ય જ્યાં ત્યાં આથડે.
જોતાં દશા જન દેશિની દિલમાં દયા આવે અરે,
તેં વિશ્વપતિ ! આ શું કર્યું ? આ રાય જન રંકજ અરે ! ૫

• ભુજંગી છંદ•

સદા સર્જનો વ્હેમનો ત્યાગ કીજે, અરે સૃષ્ટિમાં કીર્તિનો લાભ લીજે
અરે! કામ આ હોંશથી આદરોને, સ્વદેશાર્થ સૌ શિલ્પ વૃદ્ધી કરોને.
જનો ! શાસ્ત્રના સારનો શોધ માંડો,
વૃથા એશ આરામને સર્વ છાંડો;
નકી તે તણા બોધકો થૈ ફરોને.

---

* આ કવિતા સંવત ૧૯૩૩ના ફાલ્ગુન માસના સ્વદેશ વત્સળ ચોપાનિયામાં મારા તરફથી દાખલ થએલી છે.

સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૨

નહીં દેશમાં લક્ષ્મિનો લેશ દીસે. ગરીબો ઘણાં દુઃખ પામે અતિશે.
અરે ! દીનની દાદ દીલે ધરોને, સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૩

જનુ જો દૂરથી દેશમાં માલ લાવે.
પછી દુઃખનો અંત તે ક્યાંથી આવે?
ઉપાયો બધા તે નાગુા આદરોને.
સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૪

બધા આળસુને સદા ઊંઘ ક્યો છો, વસુ વૃક્ષને સુકાવી શીદ દ્યો છો !
ધરો નીર ઉદ્યોગનું ના ડરોને. સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૫

હતા પૂર્વે મ્હોટા મુનિંદ્રો ભણેલા,
કર્યા શોધિ શક્તિ દુનિયા હણેલા;
તમે ધ્યાન તે વાતનું તો ધરોને.
સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૬

કહું શું અતી છે મતી મારી થોડી, હવે વાત આ સાંભળો ચિત્ત જોડી
થયું તે થયું ના ઉદાશી કરોને, સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૭

સદા સૃષ્ટિના નાથ હે અષ્ટ સ્વામી !
નહીં વાત આ જેથિ બને નકામી;
તમે દેશિના દીલમાં તે ધરોને,
સ્વદેશાર્થે સૌ શિલ્પ વૃદ્ધી કરોને. ૮

ત્રોટક છંદ

શુભ કામ કરો અતિ હામ ધરી, દિલમધ્ય જરા નહિ સંશ કરી

સમજો ચિતમાં સઘળી ફરજો;
નિજ દેશ વિશેષ સુખી કરજો ૮
જગ પાળક શ્રી પ્રભુને સમરો, જન ! હામથિ કામ તમામ કરો
* અતિ અંગ ઉમંગ તમે ધરજો, નિજ દેશ વિશેષ સુખી કરજો

## રાજ્ય ખરચ.

ભાવનગરના નામદાર ઠાકોર સાહેબ, તથા તેમનું કુટુંબ, અને તેમને લગતા દરેક લોકોનો ખોરાકી પોશાકી વિગેરેનો ખર્ચ. તથા તેઓને રહેવાનાં મકાનોની ઘટતી વ્યવસ્થા રાખવાનું કામ. અને બહારનાં રાજ્યસ્થાનમાંથી આવેલા મેહેમાનોની બરદાશ રાખવી, તેઓને ઉતારા આપવા, એ વિગેરે તમામ કામકાજ અત્રેના આજમ રાજ્ય ખર્ચના ઉપરી અધિકારી સાહેબને સોંપવામાં આવેલું છે.

આ અમલદારના હાથથી ખુદ ભાવનગર શેહેરમાં કેટલીએક નવી ઇમારત બાંધવાનું તથા જુનાં મકાનોને રીપેર કરવાનું કામ પણ ચાલે છે. દસેરા, બળેવ, ઇત્યાદીક તેહેવારોને દિવસે નામદાર ઠાકોર સાહેબની સ્વારી ચડે છે, તેની પણ તમામ વ્યવસ્થા એજ અમલદાર કરે છે. અને સ્વારીને લગતો તમામ શામાન તેઓનાજ કબજામાં રહે છે.

---

* આ કવિતા સન ૧૮૭૭ના જુલાઇ માસના રાજકોટ વિજ્ઞાન વિલાસ ચોપાનીઆમાં મારા તરફથી દાખલ થએલ છે. અં. મ.

નામદાર દરબારશ્રીના ભાયાતોને માટે ઉતારા આપવા, તથા તેઓની બરદાશ રાખવાનું કામ પણ ઊપરનાજ અધિકારીના હાથથી થાય છે.

નામદાર દરબારશ્રીને મુસાફરીમાં જવું હોય, ત્યારે તે સંબંધી પણ તમામ ગોઠવણ કરવાનું કામકાજ આજ અધિકારી ચલાવે છે.

ભાવનગરમાં નામદાર દરબારશ્રીની જે પોડાશ છે, તેની તથા અનાજના કોઠારો વિગેરેની દેખરેખ રાખવાનું કામ પણ તેઓનાજ સ્વાધીનમાં છે.

આ શિવાય ખુદ ભાવનગરમાં દરબારી બાગીચાઓ, વાડીઓ, અને મકાનો વિગેરેની સંભાળ રાખવાનો પણ તેનેજ અધિકાર છે

ભાવનગરમાં જેઓને દરબારશ્રીની ઘણા વરસની નોકરી બદલ કણેતાં (દર વરસે ઠરાવ પ્રમાણે અનાજ તથા કંઇક રોકડ) મળે છે તે આપવાં, તથા દરબારશ્રીના હાલના ખાનગી નોકરોનો પગાર ચુકવવો, અને તેઓની નીમનોક કરવી, એ કામ પણ ઉપરનાજ અધિકારીના સ્વાધિનમાં છે.

એ શીવાય આ અમલદારના હાથથી બીજાં અનેક પરચુરણ કામોની વ્યવસ્થા કરવામાં આવે છે, આ જગો હંમેશાં ખાનદાન, અને આબરૂદાર ગ્રહસ્થને આપવામાં આવે છે, તથા તેઓ ગજનીતિ, અને રીતીથી પુરે પુરા વાકેફગાર હોય છે. તેમજ તેઓનો દરજ્જો પણ રાજ્યસત્તાધિકારીઓમાં અગ્રેસર તરીકે ગણાય છે.

વિદ્વાન, અને વિવેકી પ્રધાનોની આવી જગોએ પુરેપુરી જ

રી છે, તેઓમાં સમય સુચકતા. અને પ્રમાણિક પણું અવશ્ય હોવું જોઇએ. સહનશીળતા, અને શાન્તતા એ તેઓનું પરમ ભૂષણ છે.

દોહરા.

જન ! આજ્ઞા આધારથી. રહે રાજની રીત;
દશ દિશામાં યશ દેખશો. નૃપનો નિત્ય અચીત ૧
ગુણ જાણે ગુણિજન તણા. આપે આશ્રય આપ
તો મહિમાં મહિપાળનો. વધશે પુર્ણ પ્રતાપ. ૨
રાજનિતિની રીતિમાં. અતિશય કુશળ અપાર
ન્યાય શાસ્ત્રના નિયમનો. સઘળો જાણે સાર. ૩
એવા શુભ સરદારથી. જન હિત હોય હમેશ;
સહુ જનના સુખમાં પછી. નુન્યતા ન મળે લેશ. ૪
સમય સુચકતા સત્યતા. શૌર્ય ધૈર્ય ગુણ સર્વ;
શોભે સુમતિ પ્રધાનમાં. કરવો ઘટે ન ગર્વ. ૫
વિદ્યા વિનય વિવેક પણ. સદાય ધરવા સાર;
જેથી સર્વ પ્રજા તણો, પુર્ણ જણાશે પ્યાર; ૬
દાતા થઇ દિન લોકનાં, હરવાં દુઃખ હમેશ;
ત્રિભુવન પતિનો તે થકી. વધશે પ્યાર વિશેષ; ૭
*ઉભયલોકમાં સુખ થશે. નિર્મળ રેશે નામ;
માટે શુભ સરદારને, કરવાં જન હિત કામ. ૮

---

* આ લોક અને પરલોક.

# મહારાજાશ્રીની કેળવણી.

ભાવનગરના રાજ્યની લગામ મેહેરબાન ઈ૦ એચ૦ પરસીવલ સાહેબને હસ્તક થતાં, તેવખત બાલ્યાવસ્થાના મહારાજાશ્રિ તખ્તસિંહજીને વિદ્યાભ્યાસ થવાની બાબતમાં તેઓએ પોતાનું પુરતુ ધ્યાન આપ્યું.

ઊપરની બાબતમાં ઘટતી ગોઠવણ કરવાની હતી, તે દરમીઆન, નામદાર ઈંગરેજ સરકાર તરફથી કાઠિઆવાડના મેહેરબાન પોલિટિકલ એજન્ટ સાહેબની દેખરેખ નીચે, રાજકોટમાં એક કોલેજ (રાજકુમાર કોલેજ) ઊઘાડવામાં આવી. અને તેથી મહારાજાશ્રિ તખ્તસિંહજીને ઊપરની રાજકુમાર કોલેજમાં કેળવણી લેવામાટે જવાનો ઠરાવ થયો.

સંવત ૧૯૨૭ના માહા શુદ ૮ શનીવાર તા૦ ૨૮ જાન્યુઆરી સન ૧૮૭૧ના રોજ મહારાજાશ્રિ રાજકોટ તરફ પધાર્યા. અને એજ વર્ષના ફેબરવારી માસની શરૂઆતથી કોલેજમાં દાખલ થઈ કેળવણી લેવી સરૂ કરી.

આ કોલેજમાં તેઓએ ઈંગરેજી, અને ગુજરાતિ ભાષાની સારી રીતે વાકેફગારી મેળવી, લગભગ મેટ્રીક્યુલેશન સુધી અભ્યાસ કર્યો. તેમજ શરીર કેળવણી, એટલે અંગ કસરતમાં પણ ઠીક વાકેફગાર થયા, ઘોડાપર ચડવું, ક્રીકેટ રમવું, એ વીગેરે અંગ કસરતને લગતા અનેક વિષયો સદરહુ કોલેજમાં શીખવવામાં આવેછે.

મનની સાથે તનની કેળવણીની દરેક મનુષ્યને પુરે પુરી આ

ન્યછે. કારણકે મનનો આધાર શરીર ઉપર રહેલોછે. જેમ શરીર નિરોગી, અને સુદ્રઢ. તેમ વિચારો સારા. સહન શક્તિ વિશેષ. અને બાયલાપણુ ઓછું હોયછે; માટે હરેક રીતે શરીર કેળવણી એ તમામ વિષયોમાં એક ઉપયોગી વિષયછે એમ સમજવું. જો શરીર રોગીષ્ટ. અને નિર્બળ હોય, તો તે માણસની મનોવૃતિ સારી હોતી નથી. તેઓ એશઆરામી રહી. હરેક કામનો આરંભ કરતા પેહેલાં બહુજ ડરેછે, અને તે બરંબર છે કે, નબળાં શરીરવાળું માણસ ધારેલા કામમાં ફતેમંદ ક્વચિતજ ઊતરે.

ઘટતી મુદત સુધી અભ્યાસ કર્યા બાદ સંવત ૧૯૩૦ ના ચૈત્ર શુદ સાતેમ સોમવાર. તા૦ ૨૪મી માર્ચ સને ૧૮૭૪ના રોજ, મહારાજાશ્રી તખ્તસિંહજીએ ઉપરની કોલેજ છોડી. હિંદુસ્તાનના જુદા જુદા ભાગો બાતે ક્યાપ્ટન નટ સાહેબની સાથે કેટલોએક વખત મુસાફરી કરી. શિવાય નામદાર "કૈસરેહિંદના" મિલાવડાની વખતે તેઓ દિલ્હી બાતે પણ પધારેલા.

મુસાફરી કરવાથી જુદા જુદા દેશની હવા. લોકોનો ખોરાક. તેઓનો પેહેરવેશ. અને સંસારીક સ્થિતી, ઇત્યાદિક જોવાનું, અને જાણવાનું સારી રીતે બની શકે છે. જુદી જુદી પ્રજાઓ પોતાના રાજ્યાધિકારીઓ સાથે કેવી રીતે વર્તેછે, તેઓ કેવી સ્વતંત્રતા ભોગવેછે, તથા તેઓના હક કેવી કેવી રીતનાછે એ વગેરે બાબતોની વાકેફગારી મેળવવાની દરેક રાજાકુમારોને પુરે પુરી અવશ્યછે, મુસાફરીથી થતા અગણીત લાભોનું આ જગોએ સહવિસ્તર બયાન

કરતાં લંબાણ થાય એમ જાણી. હાલ આટલું જ લખી બંધ રાખ્યું છું.

દોહરા.

પૂર્ણ પ્રવાસ કર્યા થકી, અનુભવ અતિશય થાય
સૃષ્ટિ તણું સૌંદર્ય પણ, રે જન! ત્યાંજ જણાય ૧
વિવિધ દેશમાં વિચરતાં, પ્રસરે બુદ્ધિ પ્રકાશ;
નિજ મનના અજ્ઞાનનો, થાય સમૂળો નાશ. ૨
સદ્ગુણ પણ સરવે મળે, કરતાં પૂર્ણ પ્રવાસ;
સુજન મીત્ર મળતાં પછી, ઉપજે ચિત ઉલ્લાસ. ૩

માલિની છંદ.

પ્રભુ કૃતિ જગમધ્યે સર્વ જોતાં જણાશે
નિજ હૃદયવિશેના વ્હેમ તેથી હણાશે;
અનુભવ અતિ થાશે સૂખ કે દુઃખ કેરો,
જરૂર જવું પ્રવાસેં સૂતને એક ફેરો. ૪

---

## મહારાજાશ્રીના વિવાહ.

યોગ્ય વખત સુધી કેળવણી લઇ મુસાફરી કર્યા બાદ. વિક્રમ સંવત ૧૯૩૦ના વૈશાક શુદ ત્રીજ તા૦ ૨૦મી એપ્રીલ સને ૧૮૭૪ના રોજ સુભ મુહુર્ત મહારાજાશ્રિ તખ્તસિંહજીના ગોંડળ, વઢવાણ, વાંકાનેર, અને તળાજા, એ રીતે ચાર કુલિન રાજ કન્યાઓની સાથે લગ્ન થયાં.

લગ્નના દિવસે ભાવનગર શહેર, હમેશના કરતાં કાંઇ જુદીજ તરેહનો દેખાવ આપતું હતું. જાહેર રસ્તાઓ તેમજ ખાનગી શેરીઓમાં લોકોએ પોત પોતાનાં ઘર ચુનાથી સાફ કરી ઉપર રંગબેરંગી ચિતારોથી સુશોભિત કર્યાં હતાં. અને રાતના વખતમાં તે પ્રકાશમાન રોશનીથી એવાં તો દેખાતાં હતાં, કે જાણે તે દિવસ આખુંજ દિવાળીજ બની રહી.

હજારો લોકો મહારાજાશ્રીના વિવાહ જોવા માટે દુર દુરથી તે દિવસે ભાવનગરમાં એકઠાં થએલાં હતાં. તેમાંનો મુખ્ય ભાગ દરબારશ્રીના ભાયાત. અને કાઠી. ગરાશિયા વગેરે પેટા ભાગદારોનો હતો.

ચારણ, ભાટ, અને રાવળ વિગેરે યાચક લોકો પણ તે વખત જથાબંધ એકઠા થએલા હતા. તેઓને *રાતમાં કેટલાંએક ઘોડાં, ઉંટ. ઇત્યાદિક વાહનો. અને શાલ પાઘડી વિગેરે પોશાક બક્ષિસ આપી સંતુષ્ટ કરવામાં આવેલા. આ શિવાય લગ્ન સમયે બીજા લાખો રૂપીઆ પુણ્યાર્થે વાપરેલા હતા.

હાલ જે જગોએ પરસીવલ માર્કીટ છે તે જગોએ આ શુભ કાર્યનો મંડપ રોપવામાં આવ્યો હતો. અને તેમાં ખુરશીઓ, કોચો. તથા સિંહાસનો ઘણીજ સરસ રીતે ગોઠવવામાં આવ્યાં હતાં.

---

* કાઠીઆવાડમાં ગરાશીઆ લોકોનાં લગ્ન થયા બાદ યાચક લોકોને કંઇ વાહન. વસ્ત્ર, અને રોકડ વીગેરે આપવામાં આવે છે તેને રાત કરીને કહે છે. આ રીત રાજ્ય સ્થાનોમાં પણ અપાય છે.

આ મંડપમાં ઉપરને વખતે દરરોજ દિવસમાં બે વખત કચેરી ભરવામાં આવતી, અને તેમાં એકજ વખતે અમીર ઉમરાવ વગેરે એક હજાર લોકોનો ખુશીની સાથે સમાવેશ થતો હતો. ગવૈયા અને રામજનિના કોમળ સ્વર વડે થતાં ગાયનોથી આ મંડપ અતિશય રમણીય જણાતો, હાંડી, ઝુંમર, તકતા વીગેરે બીલોરી કાચનાં ફરનીચરોથી તેમાં બેહદ ચળકાટ મારતો. વળી તેમાં હિરા, માણેક અને મોતીથી જડેલાં સુવર્ણનાં આભુષણે કરી ભુષિત થએલા રાજ્ય સુહૃદ જનોથી આ મંડપ એકા એક ઇંદ્ર સભાને યાદ કરાવતો હતો.

વિવાહ સંબંધી કામકાજ આજમ શામળદાશ પરમાનંદદાશ, અને જયંતિલાલ વેણીલાલ, એ બે સદગ્રહસ્થોના હાથથી થતું હતું. દેશી રાજ રીતી મુજબ દરેક કામકાજ તેઓ પુરી કાબેલીયત ભરેલી રીતે ચલાવતા હતા. અને વિવાહ સમયે આવેલા પરોણાઓની તેઓ બેહદ વિવેક પૂર્વક બરદાશ રાખતા.

## હરીગીત છંદ.

શુભ દિવસ આ જન જોઇને મન હર્ષ અતિશય પામિયાં,
દારિદ્ર દીન જનોતણાં એથીજ સર્વ વિરામિયાં.
પુરવાશિ જનના પ્રેમનું વર્ણન નહીં મુખથી થશે,
કહિ લક્ષ વર્ષજ દક્ષજન લખશે તથાપી થાકશે. ૧
મળિ યુવતિ વૃંદ અપાર સહુ નરનાથ નિરખે નેહથી.
નૃપ લગન સમ શુભ દિવસ જન મન અવર કોઇ અધિકો નથી
ચાલી સહેલી સાથ ગ્રહિ નિજ હાથ પુષ્પ વધાવવા.

ધરિ અંગ પર આનંદથી શણગાર સર્વે નવા નવા. ૨
વળિ લોકના બહુ થોક ધરિ શુભ વસ્ત્ર સહુ જ્યાં ત્યાં ફરે.
કંઇ નૃત્ય ગાયન ત્યાં કરી આનંદ નિજ ઉરમાં ધરે.
સુર ભુવન સમ શોભા બની ત્યાં રાજ્ય મ્હેલ તણી સદા.
વળિ સ્હેરની શોભા વિશે જન ! કસુર નહિ દીસે કદા. ૩
પુરવાસિ જન આશિષ દે હેતે મળી નરનાથને.
નિજ શુદ્ધ મનથી સર્વથા પ્રભુ પાસ જોડી હાથને.
હે પ્રણતપાળ ! અનાથના. દિનનાથ ! પ્રભુ પરમેશ્વરા !
જગદીશ ! નામું શીશ હે દિનબંધુ ! હે કરૂણાકરા ! ૪
મહારાજ ! આ મહિપાળને તું દીર્ઘ આયુષ આપજે.
નરનાથનાં કોડે કરી તું કષ્ટ સઘળાં કાપજે.
નૃપતીતણો યશ અચળ, યાવત ચંદ્ર આ જગમાં રહો.
નિજ પ્રજા પૂરણ પ્રેમથી ચિતમાં સદા તેને ચહો ૫
બહુ પુત્ર પૌત્ર, પ્રજા તથા ધન ધાન્ય પૂરણ પામજ્યો.
નિજ શત્રુ ચિતનું શૌર્ય, પ્રભુ ! વેગેથિ સર્વ વિરામજ્યો.
એ દંપતિને અસમ સુખ આ જગતમાં અવિચળ હજો
વિશ્વેશ ! એ વસુધેન્દ્રની આશા સુફળ સર્વે થજો.

### દોહરા.

પ્રજા પાળજ્યો પુત્ર સમ, સ્નેહ ધરીને સાર;
ગુણિજનના ગુણ જાણિને દિલ થાજ્યો દાતાર, ૬
ધર્મ કર્મ શુભ ધારજ્યો, કરિ પરમારથ કામ;

પરમ સુજસ સંગ્રહ થતાં, નિર્મળ રેજ્યો નામ ૨
પ્રભુ ભક્તિ પ્રેમે કરો, ધરો રાજની રીત;
દુરગુણથી દિલમાં ડરો, તરો ભવાબ્ધિ ખચીત. ૩
કલ્પ વૃક્ષ સમ કોડથી, કરજ્યે, પર ઉપકાર;
વળિ વિદ્વાન વિશેષ થઇ, સુનિતિ સમજજ્યો સાર. ૪
ઇત્યાદિક આશિષ જન, આપે વારમવાર,
તખ્તસિંહ મહારાજનો, થાજ્યો જય જયકાર; ૩

---

## ભાવનગર શેહેર, અને તેની સ્થિતિ.

આ શેહેર ક્યારે, અને કોહોણે વસાવ્યું તે વિશે હકીકત આગળ લખવામાં આવી. હવે તેની સ્થીતી અને શોભા વિશેનું ટુંક બયાન આ નીચે કરવામાં આવે છે, ભાવનગર શેહેર એ કાઠિયાવાડ પ્રાંતના પૂર્વ દિશાએ ખંભાતના અખાત ઉપર એક વેપારના મયકવાળું બંદર છે. શેહેરને ફરતો એક મજબુત કોટ છે, અને તેને ચાર મ્હોટા દરવાજા તથા બીજી કેટલીએક નહાની બારીઓ છે. પ્રથમ કોટના અંદર તમામ ઉજળી વરણના લોકો વસતા, અને બહાર પરામાં સામાન્ય તથા ઉતરતી વરણના લોકો રેહેતા હતા, પરંતુ હાલમાં કોટ બહાર વસ્તીનો ઘણો ભરાવો થવાથી કેટલીએક સેળભેળ થઇ ગઇ છે. તો પણ અત્રેના નાગર ગ્રહસ્થો અને એવાજ બીજા કેટલાએક ઉજળી વરણના લોકો હજી પણ કોટની અંદરજ રહે છે.

મ્યુનિસિપાલ ખાતું દાખલ થયા પછી શેહેરની બજારો ઘણી જ સારી રીતે સુધારવામાં આવી છે. મોટી બજારોમાં બે બે ત્રણ ત્રણ ગાડીઓ એકજ સાથે ચાલતાં છતાં બજારમાં ફરતા લોકોને જરાપણ અડચણ પડતી નથી. જુની બજારો પાડી નાંખી નવી બનાવવામાં ભાવનગરના નામદાર દરબારશ્રીને મોટો ખર્ચ થયો હતો. બજારના મધ્ય ભાગમાં દુકાનો ઘણીજ સરસ, ઉંચી અને દેખાવડી કરી તેના ઉપર રોગાન કરવામાં આવ્યો છે. દુકાનોમાં જે જે શામાન વેચવામાં આવે છે, તે એક પછી એક બહુજ સંભાળથી ગોઠવેલા હોય છે. જેણે આપણા આ હિંદુસ્થાન દેશને તદન ભીખમાંગતો કરી મુક્યો. એવા વિલાયતી શામાનની આ શેહેરમાં જથાબંધ દુકાનો જોવામાં આવે છે, ઘણું કરીને એવો શામાન વોરા લોકો વેચે છે, અને તે એવીતો સરસ રીતે ગોઠવે છે કે. જોનારને તે લેવાનું મન થાયજ, રાતના વખતે આવી દુકાનોમાં બહુજ તેજદાર રોશની કરવામાં આવે છે તેથી ઉપર લખેલા વિલાયતી શામાનના મોહમાં જે કંઇ કમી હોય છે તે પુરી થાય છે.

શેહેરના મધ્ય ભાગમાં નામદાર દરબારશ્રીને તથા તેમના કુટુંબને રહેવાના મ્હોટા રાજ મેહેલો છે. એક નવો મેહેલ હાલ થોડા વખતમાં બાંધી તૈયાર કરેલો છે. તેમાં આ રાજયના આજમ વસુલાતિ અધિકારી. રાજય ખર્ચના ઉપરી અધિકારી. તથા દરબારશ્રીના હજુર ટ્રેજરર વીગેરે અમલદારોની ઓફીસો રાખવામાં આવે છે. રાજય મેહેલને લગતો એક ઘણોજ ઉંચો જુનો બંગલો છે, તેનો

છેક ઉપરના ભાગમાં એક મ્હોટું ઘડિયાળ ગોઠવેલું છે. એ ઘડિયાળ એવી રીતે ગોઠવ્યું છે કે ચારે દિશા તરફથી જોનારા લોકોને તેનો બરાબર વખત માલુમ પડી આવે છે, અને તેમાંનો ઘંટ એવા જોસથી વાગે છે, કે રાતના વખતે ઘણું કરીને તેનો અવાજ શેહેરના તથા પરાંનાં તમામ ભાગોમાં સંભળાઇ શકે છે.

રાજમહેલ નજદીક શાક ભાજી, અને લીલા મેવા વેચવાને માટે એક મોટી મારકીટ જોવામાં આવે છે. આ આખી મારકીટ મજબુત લોઢાથી બાંધવામાં આવેલી છે. સંવત ૧૯૩૧ના મહાવદ ૧૩ તા૦ ૫મી માર્ચ સન ૧૮૭૫ના રોજ આ મારકીટ ખુલી મુકવામાં આવી હતી, અને મહેરબાન પરસીવલ સાહેબનું નામ કાયમ રેહેવા માટે એ મારકીટનું નામ "પરસીવલ મારકીટ" એવું રાખવામાં આવ્યું. મારકીટના નકશીદાર લોઢા કામ ઉપર તરેહવાર રંગનો રોગાન કરવામાં આવેલો છે. અને રાતના વખતે તેમાં લાઇનબંધ દીવાની રોશની કરવાની સાથે લોકોની ગીરદી એ એક રમુજી દેખાવ આપે છે.

કોટ બહાર નીકળતાં સડકો ઉપરનાં હારબંધ ઝાડોની વચ્ચે થઇ જથાબંધ ઘોડાગાડીઓની જા આવ થતી નજર આવે છે. ગોયાના દરવાજા નજીક હાય સ્કુલ, હાય કોર્ટ, ઇજીનિયર ઓફીસ. પોસ્ટ ઓફીસ. અને ટેલિગ્રાફ ઓફીસ તથા ડીસ્પેન્સરી વિગેરેનાં મકાનો પરદેશી ઇમારતોના નમુના તરીકે ઘણાંજ રળીઆમણાં લાગે છે.

મોતીબાગ, નાકુબાગ, અને પાનવાડી વીગેરે બગીચાઓ બ

સુંદર જોવા લાયક છે, તરેહ તરેહવાર જાતનાં ફુલ અને મેવાના ઝાડો એ બગીચાઓમાં એકઠાં કરેલાં છે. યશોનાથ મહાદેવ નજીકના કમ્પોંડમાં વાગતું બેન્ડ વાજું સાંભળવાને સાંહાંજ વખતે હજારો લોકો એકઠા થાય છે, અને દિવસને વખતે કરેલા કામથી કંટાળી ગએલ મગજને આવી બગીચાની હવાથી તેઓ આરામ એશ આપે છે

ભાવનગરનું મોટું કેદખાનું, તેમજ ઇંગરેજ વેપારીઓ તરફથી ચાલતું કપડ વણવા વિગેરેનું કારખાનું. એ પણ જોવા લાયક છે. વરાળ યંત્રથી થતાં કામો પેકી આ એકજ કારખાનું દેશિઓને પુરો અચંબો ઉપજાવે છે.

એશીવાય નામદાર દરબારશ્રીની ઘોડારો. લશ્કરી રીસાલા, પાયદળની પલટન, હાથી અને વાઘ વિગેરે જાનવરોને રાખવાની ગોઠવણ, ઘોડાગાડીના તબેલાઓ, લોકોની રીતભાત, અને હિંદુ ધર્મનાં દેવાળયો, ધર્મશાળાઓ, લાયબ્રેરી તથા છાપખાનાં, આદિક જાણવાજોગ બાબતોની સાથે આ શેહેરનું યથાસ્થિત વર્ણન કરતાં ગ્રંથનું બહુંજ લંબાણ થાય એમ જાણી હું આટલેથીજ બંધ રાખું છું, તથાપી છેવટ હું કહું છું કે "ભાવનગર" એ આખા કાઠીઆવાડમાં એક સર્વોત્તમ શેહેર છે.

### દોહરા.

ઇંદ્રપુરી અનુ સારછે, શોભિત શ્હેર સદાય;
રાય રંકનો અદલ જ્યાં, નિર્મળ દીસે ન્યાય ૧
પ્રજા પરમ સુખ ભોગવે, કશો ન દીસે ક્લેશ;

અહરનિશા વધતો દિસે, વૈભવ નિત્ય વિશેષ. ૨
શશિ મંડળ સાથે અડયા, ઊંચા મ્હેલ અનૂપ;
ઇંદ્ર તુલ્ય અવનીશનું, શોભે શુદ્ધ સ્વરૂપ. ૩
પરમ પ્રતાપી પ્રબળ અરિ, ગંજન રંજન રંક;
ન્યાય માર્ગમાં વિચરતાં, આપે નિત્ય નિશંક. ૪
પુરવાશી બહુ પ્રેમદા, જળ ભરવાને જાય;
સુર મુનિવર તેની છબી, ચિતમાં જોવા ચ્હાય. ૫
મદવિહ્વળ કર્દ માનુની, ચાલે ગજગતિ ચાલ;
શશિવદના સુંદરિતણા, ઓપે અધર પ્રવાળ. ૬
નયન કટાક્ષ થકી સદા, લાજે ખંજન મીન;
કોમળ સ્વર સુણિ કંઠનો, દીસે કોકિલ દીન. ૭
સિંહ કટી સુકુમાર મૃદુ, શોભે સુંદર દેહ;
નિજ પતિ સાથે સર્વથા, નિર્મળ જેનો નેહ. ૮
પગમાં નેપુર વીંછીઆ, છે ઉર મનહર હાર;
બહુ મણિમય શોભે સદા, કર કંકણ ઝણકાર. ૯
મુસ્તક બેડું હેમનું, ચીર દોરિ લઇ હાથ;
કરતી વાત વિનોદમાં, ચાલે સહિયર સાથ. ૧૦

---

## પરચુરણ-હકીકત.

૧ ભાવનગર સંસ્થાનમાં તેમજ કાઠીઆવાડના બીજા ભાગોમાં ઉત્પન્નથતા પદાર્થો જોવાને, અને તેને ઉત્તેજન આપવાને માટે

કુંડલા મુકામે સંવત ૧૯૩૧ના પોષ શુદ ૮થી ૧૧ સુધી એટલે તા૦ ૧૫-૧૬-૧૭ અને ૧૮ મી જાન્યુઆરી સન ૧૮૭૫માં એક મોટું જાહેર પ્રદર્શન ઊઘાડવામાં આવ્યું. આ પ્રદર્શન જોવા માટે તા૦૧૮ જાનેવારી ૧૮૭૫ નારોજ નામદાર મુંબઈ ગવરનર સર ફી લીપ વુડહાઉસની સ્વારી કુંડલા મુકામે પધારેલી, પ્રદર્શનમાં જેજે પદાર્થો સહુથી સરસ જણાયા તેના માલેકોને ઘટતી રકમનાં ઇનામો આપવામાં આવ્યાં હતાં. આ પ્રદર્શનનો મોટો ભાગ કુંડલા પ્રગણાના કાઠી લોકોનાં ઊમદા ઘોડાંઓનો હતો.

ભાવનગરનાં રાજ્યને આબાદ કરવા, અને સુધારવા પાછળ જે સ્તુતિ પાત્ર કામો થએલાં તે વિશેનું આ રાજ્યના "જોઇન્ટ આડ મનિસ્ટ્રેટર" સાહેબોને પુરે પુરૂં માન ઘટે છે. પરસીવલસાહેબ સરખા અકલવંત અને ઊદાર દિલના અધિકારીઓ હવે વારંવાર મળવા મુશ્કેલ છે. ભાવનગર સંસ્થાનની તમામ રૈયતનો તેઓએ પરીપૂર્ણ પ્યાર મેળવેલો છે. અને હું નથી ધારતો કે તેઓનાં કરેલાં શુભ કામોની યાદગારી સેંકડો વર્ષ સુધી લોકો સંભાર્યા વિના રહે,

અનેક શુભ કાર્યો કર્યા બાદ. ઊદાર અને ભલા દિલના પરસીવલ સાહેબની સંવત ૧૯૩૩ના માહા શુદ ૧૧ ગુરૂવાર તા૦ ૨૫મી જાનેવારી સન ૧૮૭૭ના રોજ નામદાર અંગરેજ સરકાર તરફથી સોલાપુર ખાતે બદલી થઇ. અને તેઓ એજ તારીખે ભાવનગર છોડી પોતાના નવા ઓહદાનો ચાર્જ સંભાળવાને રવાના થયા.